# માર્ક્સ

## મૂડીનો ઉદ્ભવ



દુનિયાના કામદારો, એક થાઓ!

# માર્ક્સ

## મૂડીનો ઉદ્ભવ



પ્રગતિ પ્રકાશન
મોસ્કો
૧૯૮૨

## પ્રકાશકો તરફથી

આ પુસ્તિકામાં કાર્લ માર્ક્સની કૃતિ 'મૂડી'ના પહેલા ગ્રંથના આઠમ
ખંડનો ગુજરાતી અનુવાદ પ્રગટ કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

$M\frac{10101-712}{014(01)-82}$ 580—82 010101000

ના આઠમા

## અનુક્રમણિકા



૨

## આદિ સંચયનું રહસ્ય

પૈસા મૂડીમાં કેવી રીતે ફેરવાઈ જાય છે, તે આપણે જોયું. મૂડીમાંથી વધારાનું મૂલ્ય કેવી રીતે પેદા થાય છે, તે જોયું છે. વળી વધારાના મૂલ્યમાંથી વધુ મૂડી કેમ સર્જાય, તે જોયું છે. પરંતુ તે મૂડીનો સંચય વધારાના મૂલ્યને પરિણામે થાય છે, અને વધારાનું મૂલ્ય મૂડીવાદી ઉત્પાદનને કારણે જ પેદા થાય છે. જ્યારે મૂડીવાદી ઉત્પાદનની પૂર્વશરત એ છે કે પહેલાં ગણનાપાત્ર ધનનો જથ્થો અને શ્રમશક્તિ માલના ઉત્પાદકોના હાથમાં હોવાં જોઈએ. આમ આ સમગ્ર પ્રક્રિયા તેથી એક પ્રકારનું એવું વિષચક્ર બની રહે છે કે જેમાંથી બહાર આવવા માટે આપણે આદિ સંચય, મૂડીવાદી સંચય પહેલાં મોજૂદ હશે, એમ માનીને ચાલવું પડે. અર્થશાસ્ત્રી ઍડમ સ્મીથ તેને પુરોગામી સંચય એવું નામ આપે છે. તે સંચય મૂડીવાદી ઉત્પાદનની પદ્ધતિનું પરિણામ નહિ પણ તેના આરંભના સમયનો સંચય છે.

રાજનૈતિક અર્થશાસ્ત્રમાં આ પૂર્વસંચય લગભગ એવો જ ભાગ ભજવે છે કે જેવો ભાગ ખ્રિસ્તી ધર્મશાસ્ત્રની સૃષ્ટિના આરંભની કથામાં પાપકર્મ ભજવે છે. આદમે સફરજન ખાધું અને તેને પરિણામે માનવજાત ઉપર પાપ વરસી પડ્યું. ધરતી ઉપર માનવજાત કેમ પેદા થઈ તેના મૂળનો ખુલાસો એવી એક કહાણી કહીને સમજાવવામાં આવે છે કે વીતી ચૂકેલાં બહુ વર્ષો પહેલાં બે પ્રકારના લોકો હતા. એક તો મહેનતુ, બુદ્ધિશાળી અને સૌથી વિશેષ તો કરકસર કરનારા — એવા લોકોને ઉચ્ચ પ્રકારમાં ખપાવવામાં આવે છે; અને બીજા આળસુ લફંગાઓ, મોજમઝાની જિંદગીમાં પોતાનું હોય એથીયે વધારે ઉડાવી નાખનારા માણસો — આવા પ્રકારના લોકોને ઊતરતી કક્ષાના સામાન્ય લોકોમાં ખપાવવામાં આવે છે. ધર્મશાસ્ત્રની સફરજનવાળી પ્રથમ પાપની કહાણીમાં

એવું સમજાવવામાં આવે છે કે એ પ્રથમ પાપની સજા રૂપે જ, માત્ર ગદ્ધાવૈતરું કરે તો જ પોતાના પેટનો ખાડો પૂરી શકે તેવી સ્થિતિમાં જીવવાનું માણસને માથે આવ્યું છે. જ્યારે તેવી જ રીતે અર્થશાસ્ત્રની આ પ્રથમ કહાણીમાં મૂળપાપનું સ્થાન એવી વાતને અપાયું છે કે માનવજાતમાં એવા માણસો પણ હતા કે જેને માટે એવું ગદ્ધાવૈતરું કરવું અનિવાર્ય ન હતું. ખેર, જવા દો એ વાત! પણ આખરે બન્યું છે એવું કે જેને ભાગે ગદ્ધાવૈતરું કરવાનું આવ્યું ન હતું તેમણે સંપત્તિ એકઠી કરી અને જેમને ભાગે પરસેવો પાડીને જીવવાનું આવ્યું તેમની પાસે ખુદ પોતે જાતે વેચાઈ જવા સિવાય બાકી કંઈ જ ન રહ્યું. અને અર્થશાસ્ત્રની તવારીખમાં, જે તારીખથી, આ પાપકર્મનો આરંભ થયો ત્યારથી જ વિશાળ બહુમતિ તેની તમામ મહેનત છતાં ગરીબીમાં જીવતી રહી છે, અને આજ દિવસ સુધી પોતાની જાત સિવાય તેની પાસે વેચવાનું બીજું કાંઈ જ રહ્યું નથી અને લાંબા સમયથી જેમણે કામ કરવાનું છોડી દીધું છે એવા થોડાકની સંપત્તિ સતત વધતી જ ચાલી છે. મિલકતના બચાવમાં એવી નમાલી બાલિશતાનો ઉપદેશ આપણને રોજ રોજ આપવામાં આવે છે. દાખલા તરીકે મિસ્ટર ત્યેર (Thiers) એક જમાનાની ખૂબ બૌદ્ધિક ફ્રેંચ પ્રજાની સામે તેને રાજપુરુષના જેવી પૂરી ગંભીરતાથી દોહરાવવાનો આત્મવિશ્વાસ ધરાવતો હતો. પરંતુ મિલકત ક્યાંથી પેદા થઈ એમ સમજાવવાનો સવાલ ઊભો થાય કે તરત જ આવા ઉપદેશકોની એ પવિત્ર ફરજ થઈ પડે છે કે શિશુને લાયક બૌદ્ધિક ખોરાક, જૂરી જાણે તમામ યુગોમાં અને તમામ વિકાસના તબક્કાઓમાં માફક હોય તેવી રીતે રજૂ કરી દેવો. જ્યારે ખરેખરા ઈતિહાસમાં તો માનવજાતના કલંકની જેમ આલેખાયેલું છે જ કે દુશ્મનનો પરાજય, તાબેદારી, લૂંટ, ખૂન વગેરેનો બળજબરીપૂર્વકનો ઉપયોગ, એ જ થોડાક માણસોના હાથમાં સંપત્તિ એકઠી થવાનું કારણ છે. રાજકીય અર્થશાસ્ત્રના મુલાયમ શબ્દોમાં વીંટીને આ અળખામણા સત્યને દબાવી દઈને ઉપર જણાવેલી વાત જ વારંવાર રજૂ કરાય છે. બધો વખત હક અને "શ્રમ" જ ધનદોલતનાં સાધનો રહ્યાં છે, જોકે "ચાલુ વર્ષને", તેમાં હંમેશાં અપવાદ ગણાવવામાં આવતો હોય છે! હકીકતે તો આદિ સંચયની પદ્ધતિઓ સુંદર કોઈ રીતે નથી જ.

પૈસા, માલ, ઉત્પાદનનાં સાધનો અને જીવન ટકાવવાનાં સાધનો પોતે જ આપોઆપ કંઈ મૂડી બની જતાં નથી. તેમને મૂડીમાં પલટાવી નાખવા પડે છે. એ બધાં મૂડીમાં ફેરવાઈ શકે, તેની સંભાવના તો ત્યારે જ અમલમાં

આવી શકે કે જ્યારે તેને લગતા કેટલાક સંજોગો આ સમગ્ર પ્રક્રિયાના કેંદ્ર તરીકે મોજૂદ હોય. જેમ કે બે જુદા જુદા પ્રકારની ચીજો પોતા પાસે ધરાવનારાઓ સામસામા એકબીજાના સંપર્કમાં આવે; એટલે કે એક બાજુએ જેની પાસે પૈસા, ઉત્પાદનનાં સાધનો, જીવન ટકાવી રાખવાનાં સાધનોની માલિકી હોય અને તેમની પાસે જે કાંઈ હોય તેનાં મૂલ્યો વધારવા માટે તેઓ બીજા લોકોની શ્રમશક્તિ ખરીદવા માગતા હોય. જ્યારે બીજી બાજુ જેમનો શ્રમ "મુક્ત" હોય એટલે કે પોતાની મરજી પ્રમાણે પોતે વેચી શકે તેવી શ્રમશક્તિ જેમની પાસે હોય, અને જે પોતાનો તેવો શ્રમ વેચવા માગતા હોય. એવા બેવડા અર્થમાં "મુક્ત" કામદારો કે ગુલામો, ખેતગુલામો, વગેરેની બાબતમાં હોય છે તેમ તેઓ ઉત્પાદનનાં સાધનોના એક ભાગ રૂપે પણ નથી હોતા અને કિસાન માલિકોની બાબતમાં હોય છે તેમ તેઓ ઉત્પાદનનાં સાધનોના માલિકો પણ નથી હોતા. એટલે તેઓ ઉત્પાદનનાં તેમનાં પોતાનાં કોઈ જાતનાં સાધનોથી મુક્ત હોય છે, એવાં કોઈ સાધનોનો બોજો તેમની ઉપર લદાયેલો નથી હોતો. આમ માલનાં બજારમાં, આવાં સામસામાં પરિબળોનાં ધ્રુવીકરણને પરિણામે, મૂડીવાદી ઉત્પાદનની મૂળભૂત પરિસ્થિતિ પેદા થાય છે. મૂડીવાદી વ્યવસ્થાની એ પૂર્વશરત છે કે કામદારો પોતાની મહેનતનું ફળ જેના વડે મેળવી શકે, તેવી કોઈ પણ પ્રકારની મિલકતથી તે સંપૂર્ણ રીતે વિખૂટા પડેલા હોવા જોઈએ. જેવું મૂડીવાદી ઉત્પાદન શરૂ થાય કે તુરત જ શ્રમજીવીઓના આ વિખૂટાપણાને તે જાળવી રાખે છે એટલું જ નહિ પણ વારંવાર અને સતત, વધતા જતા પ્રમાણમાં વિખૂટાપણાની એ પરિસ્થિતિને તે સર્જ્યા જ કરે છે. આમ આ પ્રક્રિયા કે જે મૂડીવાદી વ્યવસ્થા માટેનો રસ્તો ખોલે છે તે શ્રમજીવીઓ પાસેથી તેનાં ઉત્પાદનનાં સાધનો છીનવી લે છે; એ પ્રક્રિયા એક તરફ ઉત્પાદનનાં સામાજિક સાધનો તેમ જ જીવન ટકાવવાનાં સાધનોને મૂડીમાં ફેરવે છે અને બીજી બાજુ સીધા ઉત્પાદકોને રોજી-કામદારોમાં ફેરવી નાખે છે. આમ આ કહેવાતો આદિ સંચય, તેથી જ, બીજું કાંઈ જ નથી પણ એવી એક ઐતિહાસિક પ્રક્રિયા છે કે જે ઉત્પાદકને ઉત્પાદનનાં સાધનોથી વિખૂટો પાડી દે છે. એ આદિ દેખાય છે તેનું કારણ માત્ર એટલું જ છે કે મૂડીના એ પ્રાગૈતિહાસિક સ્વરૂપને રજૂ કરે છે, તેમ જ તેની સંગાથે ચાલેલી ઉત્પાદનની પદ્ધતિનું સ્વરૂપ દર્શાવે છે.

મૂડીવાદી સમાજનું આર્થિક માળખું સામંતશાહી સમાજના આર્થિક માળખામાંથી જ વિકસ્યું છે. સામંતશાહી સમાજના વિઘટનથી મૂડીવાદી સમાજનાં તત્ત્વો મુક્ત થયાં.

સીધો ઉત્પાદક એટલે કે કામદાર જમીન સાથે જકડાયેલો ન રહે અને બીજાનો ગુલામ, ખેતગુલામ, કે વેઠિયો મટી જાય ત્યારે જ ખુદ પોતે વેચાઈ શકે. જ્યાં બજાર મળે ત્યાં પોતાની શ્રમશક્તિને લઈ જઈ શકે તેવો પોતાની શ્રમશક્તિને મુક્ત રીતે વેચનારો શ્રમજીવી બનવા માટે તેને કસબીસંઘો તેમ જ શિખાઉ કારીગરો તથા તાલીમીઓના સંબંધમાં તેમના નિયમોના અમલથી અને શ્રમના સંબંધમાં તેમના નિયમોના બંધનોથી છુટકારો મેળવી લેવો પડે. તેથી ઉત્પાદકોને ગુલામ દશામાંથી વેતન મેળવતા કામદારોમાં ફેરવતી ઐતિહાસિક હલચલ એક બાજુએથી ખેતગુલામી તથા કસબીસંઘોનાં બંધનોથી તેમની મુક્તિ જેવી દેખાય છે, અને મૂડીવાદી ઈતિહાસકારો માટે એ એક જ બાજુ મોજૂદ હોય છે. પરંતુ આ નવમુક્ત માનવો પોતાની જાતને વેચનારાઓ જ બની શક્યા કારણ કે તેમનાં પોતાનાં ઉત્પાદનનાં તમામ સાધનો તો તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યાં હતાં, એટલું જ નહિ પણ જૂની સામંતશાહી વ્યવસ્થામાં હયાતીની જે કાંઈ રડીખડી બાંયધરીઓ હતી તે પણ છીનવી લેવામ આવી હતી, અને તેમનું આ માલિકીહરણ માનવજાતના ઈતિહાસનાં પાના ઉપર લોહી અને આગના અક્ષરે લખાયેલું છે.

ઔદ્યોગિક મૂડીદારોના સ્વરૂપમાં રજૂ થતા આ નવા સત્તાધારીઓએ હાથઉદ્યોગના કસબીસંઘોના માલિકોને હઠાવવાના હતા એટલું જ નહિ પણ સામંતશાહી રજવાડાંઓ અને અમીરઉમરાવો કે જે સંપત્તિના સ્રોતોના માલિકો હતા તેમને પણ હઠાવવાના હતા. આ બાબતમાં તેમણે હાંસલ કરેલી સામાજિક સત્તા સામંતશાહી અને તેના ઘૃણાજનક વિશેષાધિકારો સામે તેમ જ કસબીસંઘો તથા તેમના તરફથી ઉત્પાદનના મુક્ત વિકાસની ઉપર અને માનવીના હાથે માનવીના મુક્ત શોષણ ઉપર લાદવામાં આવતી બેડીઓની સામે વિજયી સંઘર્ષનું સુફળ સમી લાગે છે. પરંતુ તલવારના જોરે માલિકી ભોગવનારાઓનું સ્થાન ઉદ્યોગને જોરે માલિકી ભોગવતા સરદારો માત્ર એવી ઘટનાઓનો ઉપયોગ કરીને લઈ શક્યા હતા કે જેના સર્જનમાં તેમનો કશો ફાળો નહોતો. એક સમયે રોમના મુક્ત થઈ ગયેલા માનવીઓ જેવી ભયંકર રીતોનો ઉપયોગ કરીને પોતાના માલિકોના માલિકો બની ગયા હતા એવી જ રીતોના આધારે તેઓ પણ મોખરે આવ્યા છે.

કામદાર તેમ જ મૂડીદારને અસ્તિત્વમાં આણનારા વિકાસનું આરંભબિંદુ કામદારની ગુલામીનું હતું. પ્રગતિ માત્ર એટલી જ વાતમાં રહેલી હતી કે એ ગુલામીનું રૂપ બદલાયું હતું અને તે શોષણ સામંતશાહી શોષણ મટીને

મૂડીવાદી શોષણ બન્યું હતું. આ આગેકૂચને જોવા માટે બહુ પાછળ નજર કરવાની જરૂર નથી. જોકે ૧૪મી અને ૧૫મી સદીમાં જ મૂડીવાદી ઉત્પાદનની પ્રથમ શરૂઆતો છૂટીછવાઈ ભૂમધ્ય સમુદ્રનાં કેટલાંક શહેરોમાં જોવા મળે છે,[1] તોપણ મૂડીવાદી યુગનો પ્રારંભ ૧૬મી સદીથી જ થયેલો ગણાય. જ્યાં જ્યાં તે દેખાય છે ત્યાં ત્યાં ખેતગુલામી લાંબા સમયથી નાબૂદ થઈ ચૂકેલી હોય છે; મધ્યયુગનો સર્વોચ્ચ વિકાસની, સાર્વભૌમ નગરોના અસ્તિત્વની, ઓટ લાંબા સમયથી શરૂ થઈ ચૂકેલી હોય છે.

આદિ સંચયના ઇતિહાસમાં એવી તમામ ક્રાંતિઓ યુગપ્રવર્તક હતી કે જે રચાઈ રહેલા મૂડીવાદી વર્ગના ઉચ્ચાલક તરીકે કાર્યશીલ હતી. પરંતુ બધાયથી વધુ તો તે ક્ષણો ગણી શકાય કે જ્યારે માનવીઓના જબ્બર સમુદાયો એકાએક અને બળજબરીપૂર્વક તેમનાં જીવનનાં સાધનોથી વિખૂટા પાડી દેવાયા અને મુક્ત પરંતુ બિનસંકળાયેલા સર્વહારાઓ તરીકે તે સમુદાયોને શ્રમની બજારોમાં ધકેલી દેવાયા. સમસ્ત પ્રક્રિયાના પાયામાં ખેતીના ઉત્પાદકની, કિસાનની, જમીનનું માલિકીહરણ છે. જુદા જુદા દેશોમાં આ માલિકીહરણની પ્રક્રિયાએ જુદું જુદું રૂપ ધારણ કર્યું હતું અને તે અનેકવિધ તબક્કાઓમાં જુદા જુદા ક્રમમાં અને જુદા જુદા સમયે ગતિશીલ બનેલ. માત્ર ઈંગ્લૅંડ જ કે જેને અમે ઉદાહરણ તરીકે લીધું છે ત્યાં જ, તે ક્લાસિક રૂપ ધરાવે છે*.

---

*ઇટાલીમાં કે જ્યાં મૂડીવાદી ઉત્પાદન સૌથી પહેલાં શરૂ થયું ત્યાં ખેતગુલામીનો અંત પણ બીજા દેશો કરતાં વહેલો આવ્યો હતો. જમીન પર કોઈ પણ પ્રકારનો પ્રણાલિકાગત અધિકાર મેળવવા પહેલાં જ ત્યાંનો ખેતગુલામ મુક્ત કરી દેવામાં આવ્યો હતો. તેની તે મુક્તિને કારણે તે સ્વતંત્ર સર્વહારા બની ગયો એટલું જ નહિ પણ તેને માટે તેનો માલિક શહેરોમાં તેની રાહ જોતો તૈયાર બેઠો હતો, અને એ માલિક મોટે ભાગે રોમન સમયની પ્રણાલિકાઓમાંથી ઊતરી આવ્યો હતો. જ્યારે પંદરમી સદીના અંતમાં વિશ્વબજારની ક્રાંતિને પરિણામે ઉત્તર ઇટાલીનું વ્યાપારી ચડિયાતાપણું નાશ પામ્યું અને ઊલટી દિશામાં હલચલ શરૂ થઈ ત્યારે શહેરોના કામદારોને બહુ મોટી સંખ્યામાં ગામડાંઓમાં ધકેલી દેવામાં આવ્યા અને બાગાયતના રૂપમાં ચાલતી નાના પાયાની ખેતીને અભૂતપૂર્વક પ્રવેગ મળ્યો.

ઇંગ્લૅંડમાં ૧૪મી સદીના છેલ્લા ભાગમાં ખેતગુલામી લગભગ વ્યવહારમાં અદૃશ્ય થઈ ગઈ હતી. તે સમયે અને મહદંશે ૧૫મી સદીમાં, વસ્તીની મોટી બહુસંખ્યા* મુક્ત ખેડૂત માલિકોની બનેલી હતી—પછી ભલે ગમે તે સામંતશાહી દરજ્જા કે ખત નીચે તેમના મિલકતોના અધિકારો છુપાયેલા હોય તોપણ. મોટી જાગીરોમાં જૂનો કારભારી કે (bailiff) જે કોઈ સમયે પોતે પણ ખેતગુલામ જ હતો, તેનું સ્થાન મુક્ત ખેડૂતે લઈ લીધું. ખેતીના ક્ષેત્રે કામ કરતા રોજી-કામદારોનો એક ભાગ એવા ખેડૂતોનો બનેલો હતો કે જે પોતાના નવરાશના સમયનો ઉપયોગ મોટી જાગીરોમાં કામ કરવામાં કરતા હતા, અને એક ભાગ એવા સ્વતંત્ર ખાસ વર્ગના રોજી-કામદારોનો બનેલો હતો કે જે સાપેક્ષ અને નિરપેક્ષ દૃષ્ટિએ સંખ્યામાં જ ઓછા હતા. આ બીજા ભાગના રોજી-કામદારો પણ વ્યવહારમાં તો સાથોસાથ કિસાન ખેડૂતો જ હતા, કારણ કે તેમને રોજી ઉપરાંત ચાર કે વધુ એકર સુધીની ખેડાઉ જમીનો ઘરો સાથે ફાળવવામાં આવેલી હતી. સાથોસાથ, વળી બાકીના ખેડૂતો સાથે સહિયારી જમીનોનો ઉપયોગ કરવાનો હક પણ તે ધરાવતા હતા, જેમાં તેમનાં પશુઓને

---

* "નાના માલિકો કે જે પોતાનાં ખેતરો ખેડતા હતા, તે પોતાની જાતે જ અને સપ્રમાણ અધિકાર ભોગવતા હતા ... તે સમયે, રાષ્ટ્રનો આજે ગણાય તેના કરતાં ઘણો મહત્ત્વનો ભાગ તેઓ ગણાતા હતા. તે યુગના શ્રેષ્ઠ આંકડાશાસ્ત્રીઓને માનીએ તો, સમગ્ર વસ્તીના લગભગ સાતમા ભાગ જેટલા ૧,૬૦,૦૦૦ જેટલા, નાના માલિકો (તેમનાં કુટુંબો સહિત), પોતાનું જીવનપોષણ મુક્ત ખેડહકની નાની જમીનોમાંથી મેળવતા હતા. આ નાના માલિકોની સરેરાશ આવક વર્ષે ૬૦થી ૭૦ પાઉંડ અંદાજે હતી. એવું ગણવામાં આવ્યું છે કે તે સમયે પોતાની જમીન ખેડનારાઓની સંખ્યા બીજાની જમીન ખેડનારાઓ કરતાં, વધુ હતી." (Macaulay, «History of England» - 'ઇંગ્લૅંડનો ઇતિહાસ', ૧૦મી આવૃત્તિ, લંડન ૧૮૫૪, પૃષ્ઠ ૩૩૩-૩૪.) ૧૭મી સદીના છેલ્લા ત્રીજા ભાગના સમયમાં ઇંગ્લિશ લોકોનો એંશી ટકા ભાગ ખેતી કરતો હતો (પૃષ્ઠ ૪૧૩). હું મૅકોલેને એટલા માટે ટાંકું છું કે ઇતિહાસને પદ્ધતિસર ખોટી રીતે રજૂ કરે છે, અને એ દિશામાં હકીકતોને બને તેટલી, અધૂરી ટાંકે છે.

ચરિયાણ મળતું, ઇમારતી લાકડું તેમ જ બળતણ વગેરે પણ મળી રહેતું.* યુરોપના બધા જ દેશોમાં સામંતશાહી ઉત્પાદનનું લક્ષણ એ રહ્યું છે કે વધુમાં વધુ સંખ્યાના પેટાસામંતોમાં જમીનો વહેંચાયેલી રહેતી હતી. સાર્વભૌમ રાજાની જેમ જ સામંતની સત્તા તે કેટલી લાંબી જમીનનો પટ્ટો ભાડે આપી શકેલ છે તેના પર આધારિત નહોતી પણ તેની વસ્તીની સંખ્યા પર આધારિત હતી. અને તેની વસ્તીનો આધાર ખેડૂત માલિકોની સંખ્યા ઉપર રહેતો.** જોકે ઇંગ્લૅંડમાં જમીન નોર્મનના વિજય પછી જબ્બર જાગીરોમાં વહેંચાઈ ગઈ હતી, જેમાંથી એકેકમાં પણ ઘણી વાર નવસો નવસો જૂની ઍંગ્લોસેક્સન જમીનદારીઓ આવી જતી અને તે છતાં આખાયે દેશમાં ખેડૂતોની નાની નાની જમીન મિલકત છવાયેલી પડી હતી અને મોટી મોટી જાગીરો તો માત્ર તેની વચ્ચે વચ્ચે અહીંતહીં જોવા મળતી હતી. આ પરિસ્થિતિ અને ખાસ કરીને ૧૫મી સદીમાં શહેરોમાં જોવા મળતી સમૃદ્ધિના પરિણામનું જોરદાર વર્ણન ચાન્સેલર ફોર્તેસ્ક્યૂ (Fortescue) પોતાની રચના «*Laudibus Legum Angliae*» માં લોકોની સંપત્તિ તરીકે કરે છે. પરંતુ મૂડીવાદી સંપત્તિની શક્યતાનો તેમાં સમાવેશ નહોતો થતો.

ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિનો પાયો જેણે નાખ્યો તે ક્રાંતિની પૂર્વભૂમિકા,

---

*આપણે એ કદીયે ભૂલવું જોઈએ નહિ કે ખેતગુલામ પણ ઘર સાથે સંકળાયેલી જમીનના ટુકડાની ખંડણી ચૂકવતો માલિક માત્ર જ નહોતો પણ સહિયારી જમીનનો સહ-માલિક પણ હતો. ફ્રેડરિક બીજાના રાજ્યકાલમાં સાઇલિસિયામાં મિરાબોએ (Mirabeau) લખ્યું છે કે "ખેડૂત ખેતગુલામ હોય છે." તેમ છતાં, એ ખેતગુલામો સહિયારી જમીનના માલિકો હતા. "સાઇલિસિયામાં હજી સુધી લોકોને સહિયારી જમીન વહેંચી લેવા માટે મનાવી શકાયા નથી, જ્યારે નૈમાર્કમાં ભાગ્યે જ એવું કોઈ ગામ હશે કે જ્યાં આવી વહેંચણી ખૂબ જ સરળતાથી ન કરી દેવામાં આવી હોય." (Mirabeau, «*De la monarchie prussienne*», લંડન, ૧૭૮૮. ગ્રંથ ૨. પૃષ્ઠ ૧૨૫-૨૬).

**ઇતિહાસનાં આપણાં બધાં પુસ્તકો મોટે ભાગે મૂડીવાદી પૂર્વગ્રહોથી જ લખેલ હોય છે તેથી તેની સરખામણીમાં, યુરોપીય મધ્યયુગનું ઘણું વધુ સારું ચિત્ર આપણને જાપાનમાં જોવા મળે છે જ્યાં જમીનની મિલકતનું વિશુદ્ધ પ્રકારનું સામંતી સંગઠન અને નાના પાયાની વિકસિત ખેતી જોવા મળે છે. મધ્યયુગને ખોટો ચીતરીને પોતાને "ઉદારમતવાદી" કહેવડાવવાનું ખૂબ જ અનુકૂળ પડે છે!

૧૫મી સદીના છેલ્લા ત્રીજા ભાગના અને ૧૬મી સદીના પ્રથમ દસકા
સમયમાં રચાઈ હતી. સામંતશાહીના રસાલાની ટોળીઓ તૂટી અને તેને પરિણા
શ્રમની બજારોમાં મુક્ત સર્વહારાઓનો સમુદાય ફેંકાયો. સર જેમ્સ સ્ટુઅ
(Sir James Steuart) તેની સરસ રજૂઆત કરતાં લખે છે કે, "આ સમુદા
ઠેકઠેકાણે ઘરો અને કિલ્લાઓમાં અર્થહીન રીતે ભરાઈને પડયો રહેતો હતો."
જોકે રજવાડી સત્તા કે જે પોતે જ મૂડીવાદી વિકાસની પેદાશ હતી, તેણે પોતાન
સાર્વભૌમ સત્તા માટેના પ્રયત્નોમાં, આ રસાલાની ટોળીઓના તૂટાવ
બળજબરીપૂર્વક ઝડપી બનાવેલ. પરંતુ તોપણ એ તૂટાવનું તે એકમાત્ર
કારણ નહોતું. રાજા અને સંસદ સામેના તેમના ઘમંડી ઘર્ષણમાં મોટા મો
સામંતશાહી ઉમરાવોએ જમીનોમાંથી, જેના પર ખેડૂતોને ઉમરાવ જેટલો
સામંતી અધિકાર હતો એવી જમીનોમાંથી, બળજબરીપૂર્વક હાંકી કાઢીને અ
સહિયારી જમીનો હડપ કરી લઈને, જેની સરખામણી ન થઈ શકે તેવો જબ્બ
સર્વહારા વર્ગ પેદા કર્યો. ફ્લેમિશ ઊનના ઉત્પાદકોના ઝડપી ઉદયથી
હકાલપટ્ટીઓને સીધો વેગ મળ્યો અને ઈંગ્લૅંડમાં તેથી તેની સાથોસાથ ઊનન
ભાવો પણ ઊંચા ચડયા. જૂની ઉમરાવશાહી મોટી સામંતશાહી લડાઈઓ
પરિણામે ભરખાઈ ગઈ હતી. નવી ઉમરાવશાહી એવા સમયનું સંતાન હત
કે જે સમય માટે પૈસા જ બધી સત્તાઓમાં સર્વોપરી સત્તા હતી. "ખેડા
જમીનોને ઘેટાંની કેડીઓમાં બદલી નાખો" એ તેનો પોકાર હતો. હેરિસ
(Harrison) «*Description of England, prefixed to Holinshed'*
*chronicles*» નામે પુસ્તકમાં નાના ખેડૂતોના માલિકીહરણથી દેશની બરબાદી
વર્ણન કર્યું છે કે, "ખેડૂતોનાં રહેઠાણો અને કામદારોનાં ઘરો જમીન પર
જલાવી દેવામાં આવ્યાં હતાં, અથવા તો તેમને ખતમ કરી નાખવામાં આવ્
હતાં. મોટા મોટા હડપગીરોને તેની શું પડી હોય?"

> હેરિસન કહે છે કે, "દરેક જાગીર પરના દસ્તાવેજો જોવામાં આ
> તો તુરત જ દેખાશે કે કેટલીક જાગીરોમાં તો સત્તર, અઢાર કે વી
> ઘરોનો નાશ કરાયો હતો.—અને ઈંગ્લૅંડમાં આજકાલ કેટલી ઓછ
> વસ્તી છે... એટલી ઓછી વસ્તી પહેલાં કદીયે નહોતી. હું એવાં અને

---

* J. Steuart, «*An Inquiry into the Principles of Politica*
*Economy*», ગ્રંથ ૧, ડબલીન, ૧૭૭૦, પૃષ્ઠ ૫૨.—સં.

શહેરો અને લત્તાઓનું વર્ણન કરી શકું તેમ છું કે જે કાં તો બિલકુલ વેરાન થઈ ગયા અથવા તો જેનો ચોથો કે અર્ધો ભાગ બરબાદ થઈ ગયો. જોકે એ પણ શક્ય છે કે કોઈ શહેર અહીંતહીં પહેલાં કરતાં થોડું મોટું પણ થઈ ગયું હોય અને હું એવા મહોલ્લાઓ વિષે પણ કહી શકું તેમ છું કે જેને જમીનદોસ્ત કરી દઈને ઘેટાંની કેડી જેવા બનાવી દેવાયા છે અને જેના ઉપર હવે ઉમરાવોના મહેલો સિવાય બીજું કંઈ નજરે પડતું નથી."

આ જૂના ઈતિહાસકારોનાં વર્ણનોમાં અમુક હદ સુધીની કેટલીક અતિશયોક્તિઓ પણ રહેતી હોય છે પરંતુ તે છતાં એ વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે કે એ જમાનામાં ઉત્પાદનની પરિસ્થિતિમાં જે ક્રાંતિ આવી હતી તેની તે જમાનાના લોકોના મન ઉપર શું અસર પડી હતી. ચાન્સેલર ફોર્ટેસ્ક્યૂ અને થોમસ મોરની (Thomas More) રચનાઓની સરખામણી કરો તો સ્પષ્ટ થઈ જશે કે ૧૫મી અને ૧૬મી સદી વચ્ચે કેવડી મોટી ખાઈ છે. જેમ કે થોર્ન્ટને (Thornton) યોગ્ય જ કહ્યું છે કે અંગ્રેજ કામદાર વર્ગે તો કોઈ સંક્રમણ કાળમાંથી પસાર થવું જ ન પડયું, તેને તો માત્ર તેના સુવર્ણયુગમાંથી ઊંચકીને લોહ-યુગમાં ફેંકી દેવામાં જ આવ્યો હતો.

કાયદો ઘડનારા આ ક્રાંતિને જોઈને જ ભયભીત થઈ ગયા. હજુ તેઓ એવી સંસ્કૃતિના શિખર પર પહોંચ્યા નહોતા કે જ્યાં રાષ્ટ્ર સંપત્તિ «*Wealth of the nation*» (એટલે કે મૂડીની રચના અને લોકોના સમુદાયનું નિરંકુશ શોષણ તથા વધારે ને વધારે ગરીબી) દરેક રાજનીતિની પરાકાષ્ઠા Ultima Thule ગણાય. બેકને (Bacon) હેનરી સાતમાના ઈતિહાસમાં જણાવ્યું છે:

"આ સમયમાં (૧૪૮૯), સામૂહિક જમીનમાંથી પોતાની વ્યક્તિગત માલિકીની સંપત્તિ બનાવવાનું વલણ ઘણું જ વધી ગયું, જેને પરિણામે ખેતી લાયક જમીનને (જેમાં કુટુંબો કે માણસો વિના ખેડવું કે લણવું મુશ્કેલ હતું) ચરિયાણ જમીનમાં ફેરવવામાં આવતી હતી. ત્યાં થોડાક ઢોર ચારનાર માણસો વધારે ઢોરનાં ટોળાં ઉપર ધ્યાન રાખી શકે અને જે જમીનો ઉપર ખેડૂતોને વર્ષોથી કે અમુક સમય સુધી અધિકાર મળ્યો હતો, તેવાઓને હવે કાયમી ખેડહક આપી દેવામાં આવ્યા. તેને પરિણામે લોકોનું પતન શરૂ થયું. અને તેને પરિણામે શહેરો, ધર્મની સંસ્થાઓ તથા ખ્રિસ્તી પાદરીઓને અપાતી ઊપજના દસમા ભાગની વ્યવસ્થાની પદ્ધતિ વગેરેનું

પણ પતન થવા લાગ્યું. આ ખરાબ બાબતોને દૂર કરવા માટે તે સમયે રાજાનું ડહાપણ વખાણને લાયક હતું... તથા તે સમયની સંસદનું પણ... તેમણે સહિયારી જમીનની એવી હડપગીરી બંધ કરાવી તથા જમીનને ચરિયાણમાં પલટાવી નાખવાનાં કરતૂત બંધ કરાવ્યાં."

હેનરી સાતમાના સમયમાં ૧૪૮૯માં એક કાયદો બનાવીને, ઓછામાં ઓછી ૨૦ એકર જમીનનાં ખેતરોને ખતમ કરી નાખવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. હેનરી આઠમાએ ૨૫ નંબરના ફરમાન થકી આ કાયદાને ચાલુ રાખ્યો. આ કાયદામાં બીજી બાબતોની સાથોસાથ એ પણ કહેવામાં આવ્યું હતું કે

"કેટલાંયે મોટાં મોટાં ખેતરો અને ઢોરોનાં મોટાં ટોળાં—ખાસ કરીને ઘેટાંનાં ટોળાં મુઠ્ઠીભર માણસોના હાથમાં કેંદ્રિત થયેલાં હતાં, જેને પરિણામે જમીનનું ભાડું ઘણું જ વધી ગયું હતું તથા જમીનનું ખેડાણ ઘણું જ ઓછું થયું હતું. ખ્રિસ્તી દેવળો તથા ઘરોને તોડી પાડવામાં આવ્યાં હતાં, અને પોતાનાં બાળ-બચ્ચાંનું ભરણપોષણ જેનાથી કરી શકાય તેવાં સાધનો પણ બહુ મોટી સંખ્યામાંનાં માણસો પાસેથી છીનવી લેવામાં આવ્યાં હતાં"

તેથી આ કાયદાથી આદેશ આપવામાં આવ્યો હતો કે તદ્દન કંગાલ થઈ ગયેલાં ખેતરોને ફરીથી સારાં કરવાં તથા અનાજ માટેની જમીન તથા ચરિયાણ માટેની જમીન એમ બન્ને જમીનો માટેનું જુદું જુદું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું. ૧૫૩૩માં જાહેર કરાયેલ એક કાયદામાં કહેવામાં આવ્યું છે કે કેટલા માલિકો પાસે ૨૪૦૦૦ ઘેટાંઓ હતાં અને તેથી કોઈ પણ વ્યક્તિ બે હજારથી વધારે ઘેટાં રાખી શકે નહિ. આ નાના નાના ખેડૂતો અને કિસાનોના માલિકીહરણ સામે હેનરી સાતમાના સમય પછી દોઢસો વર્ષ દરમિયાન લોકોએ ખૂબ જ અવાજ ઉઠાવ્યો અને કાયદાઓ પણ ઘડવામાં આવ્યા. પરંતુ

---

*થોમસ મોર એની «*Utopia*» નામની કૃતિમાં જણાવે છે કે ઈંગ્લૅંડ "તમારાં એ ઘેટાંઓ કે જે એટલાં બધાં નમ્ર અને પાળેલાં હતાં અને એટ બધું ઓછું ખાનારાં હતાં તે હવે મારા સાંભળવામાં આવ્યું છે તે મુજબ એટ બધાં ખાઉધરાં અને જંગલી થઈ ગયાં છે કે ખુદ માણસોને ખાઈ જાય છે અ ગળી જાય છે." («*Utopia*» રોબિનસનનો અનુવાદ, લંડન, ૧૮૬૯, પૃષ્ઠ ૪

બધું એકસરખી રીતે અર્થહીન નીવડયું. તેમની નિષ્ફળતાનું રહસ્ય બેકન ખુદ જાણતો ન હોવા છતાં આપણી સમક્ષ તે ખુલ્લું કરે છે.

બેકન «*Essays, civil and moral*»માં જણાવે છે કે હેનરી સાતમાએ ખેડૂતોની જમીન તથા મકાનોના અમુક ચોક્કસ માપ નક્કી રાખવા માટે સરસ યુક્તિ શોધી કાઢી હતી. એટલે કે જમીન એટલી હોય કે જેથી ખેડૂત તેને પ્રમાણસર સારી બનાવીને પોતે સમૃદ્ધિમાં રહી શકે, અને ગુલામ સ્થિતિમાં ન રહે તથા હળ તેના એટલે કે ખેતીના માલિકોના હાથમાં જ રહે— માત્ર ભાડૂતી ટટ્ટુઓના હાથમાં જ ન રહે"*

---

*મુક્ત અને પૈસેટકે સુખી ખેડૂતો અને સારા પાયદળ વચ્ચેનો સંબંધ દર્શાવતાં બેકન લખે છે કે "રાજ્યની શક્તિ અને આચારવિચાર સાથે એ વાતને ગાઢ સંબંધ હતો કે ખેતરોને એવા કદનાં રાખવામાં આવે કે જે બળવાન માણસને અભાવ કે અછતથી બચાવી લઈને જીવતો રાખવા માટે પૂરતાં ગણાય. અને તેથી રાજ્યની જમીનનો એક મોટો ભાગ ખરેખર ખેડૂતો અથવા તો મધ્યમ વર્ગના એવા લોકોની ખેતી અને કબજામાં આવી ગયો છે કે જેનો દરજ્જો ભદ્રલોકો અને કામદારો તથા ખેડૂતો વચ્ચેનો છે... કારણ કે યુદ્ધ સંબંધે સર્વશ્રેષ્ઠ જાણકારી ધરાવતા લોકોનો સામાન્ય મત એવો છે કે યુદ્ધોમાં કોઈ પણ સેનાની મુખ્ય શક્તિ પાયદળના સૈનિકોની હોય છે. અને સારું પાયદળ તૈયાર કરવા માટે ભરતી કરવામાં જરૂરી હોય છે કે લોકોનું પાલનપોષણ ગુલામી કે અભાવની અવસ્થામાં ન રહે પણ સ્વતંત્રતા અને સમૃદ્ધિમાં થયું હોય. તેથી જો કોઈ રાજ્યમાં માત્ર ભદ્રલોકો અને સામંતોનો જ ખ્યાલ રાખવામાં આવે અને ખેતી કરનારાઓ અને હળ ચલાવનારાઓ માત્ર તેના ચાકરો અને વેઠિયાઓ જ રહે અથવા માત્ર ઝૂંપડાવાસીઓ રહે (જે હકીકતે તો આશરો ધરાવતા ભિખારીઓ જ હોય છે), તો તેવા રાજ્યમાં ઘોડેસવાર સેના તો સારી હોઈ શકે પણ સારા અને ટકાઉ પાયદળ સૈનિકો કદીયે ભરતીમાં મળી શકે જ નહિ. અને ફ્રાંસ, ઇટાલી અને બીજા કેટલાય વિદેશી વિસ્તારોમાં એ જ સ્થિતિ છે. ત્યાં અસલમાં યા તો ઉમરાવવર્ગ છે અથવા તો ખેડૂતો છે... એટલી હદ સુધી કે એ દેશોએ પોતાનાં પાયદળો માટે સ્વિટ્ઝર્લૅન્ડમાંથી અથવા તો કોઈ અન્ય દેશમાંથી ભાડૂતી માણસો ભરતી કરવા પડે છે—અને તેનું એ પરિણામ પણ આવે છે કે એ દેશોમાં રહેનારાઓની સંખ્યા તો બહુ મોટી હોય છે પણ ત્યાં સૈનિકો બહુ જ ઓછા મળે છે." («*The Reign of Henry VII*», લંડન, ૧૮૭૦, પૃષ્ઠ ૩૦૮.)

મૂડીવાદી વ્યવસ્થાની માંગ તો એ હતી કે તેથી ઊલટું લોકોનો સમુદ તાબેદારીભરી સ્થિતિમાં મુકાયેલો હોય અને સમસ્ત સમુદાયનું પરિવર્તન ભાડૂ કામ કરનારાઓમાં થઈ જાય અને તેમનાં શ્રમનાં સાધનો મૂડીમાં ફેરવાઈ જાય આ સમય દરમિયાન કાયદામાં પણ એવો જ પ્રયાસ કરાયો કે ખેતમજૂરોનાં ઘ માટેની ૪ એકર જમીન ટકી રહે પણ તે ઘરોમાં રહેનારાઓ તરફથી કોઈ પ બીજાઓને ભાડે રાખવા પર પ્રતિબંધ ફરમાવાયો હતો. ૧૬૨૭માં ચાલ પહેલાના રાજ્યકાળમાં ફ્રૂંટમિલના રોજર ક્રોકરને ફ્રૂંટમિલના ચોગાનમાં ૪ એકર ઘર બાંધવા માટે સજા કરવામાં આવી હતી કારણ કે ફ્રૂંટમિલના ચોગાનમાં કાયમ માટે તે વિસ્તાર સાથે એવી ચાર એકર જમીન જોડેલી નહોતી. ચાર્લ્સ પહેલા રાજ્યકાળના છેક ૧૬૩૮ સુધીના સમયમાં તો એક રોયલ કમિશન એટલા મ નીમવામાં આવ્યું હતું કે ચાર એકરને લગતા જૂના કાયદાનો અમલ કરવા આવે. ક્રોમવેલના સમયમાં પણ લંડનના વિસ્તારના ચાર માઈલના અંતર મકાન બાંધવાની મનાઈ ફરમાવવામાં આવી હતી, સિવાય કે મકાનમાં ચ એકર જમીનનો બંદોબસ્ત હોય. ૧૮મી સદીના પૂર્વાર્ધમાં પણ ખેતમજૂર ઘરને અડીને જો એક કે બે એકરની જમીન ન રખાઈ હોય તો ફરિયાદ શકાતી. જ્યારે આજના દિવસોમાં તો તેને આસપાસ નાનો બગીચો કરવા જે પ્રાપ્ત હોય અથવા પોતાના ઘરથી દૂર પા એકરના થોડાક ટુકડા ભાડે અ શકે તો પણ નસીબદાર ગણાય.

ડો. હંટર કહે છે કે

> "જમીનદારો અને ખેડૂતો અહીં એકબીજા સાથે મળીને કામ છે. ઘર માટેની થોડા એકર જમીન પણ કામદારોને વધારે પડતા આ બનાવી દેશે"*

બાળજબરીથી લોકોના માલિકીહરણની પ્રક્રિયાને ૧૬મી સદીમાં રો

---

*Dr. Hunter, «*Public Health 7th Report 1864*», લંડન, ૧૮૬ પૃષ્ઠ ૧૩૪. "જૂના કાયદાઓમાં જમીનનું જે પ્રમાણ ફાળવવામાં આવ્યું તે હવે કામદારો માટે બહુ મોટું ગણાશે અને તેમને નાના ખેડૂતોમાં ફે નાખે એવો સંભવ છે." (George Roberts, «*The Social History the People of the Southern Counties of England in Past C turies*», લંડન, ૧૮૫૬, પૃષ્ઠ ૧૮૪-૮૫.)

ચર્ચના સુધારાની હિલચાલથી અને તેના પરિણામે થયેલી ચર્ચની સંપત્તિની લૂંટથી એક નવો અને જબરજસ્ત ઉઠાવ મળ્યો. ચર્ચ-સુધારાના સમયમાં કેથોલિક ચર્ચો ઇંગ્લૅંડની જમીનના બહુ મોટા હિસ્સાના સામંતી માલિકો હતાં. જ્યારે મઠો ઉપર દમન વગેરેના પરિણામે તેમાં રહેનારા લોકો સર્વહારાઓની કતારોમાં ધકેલાઈ ગયા. ચર્ચની જાગીરો મોટા ભાગે તો રાજાની મહેરબાની ધરાવતા લૂંટેરાઓને જ આપવામાં આવી અથવા તો સટ્ટાખોરી કરતા ખેડૂતો કે નાગરિકોને નજીવી કિંમતે સોંપાઈ ગઈ. અને તેમણે વંશપરંપરાગત પેટા-ગણોતિયાઓને સામુદાયિક રીતે હાંકી કાઢ્યા અને તેમની માલિકીની જમીનો એકત્રિત કરી દીધી. કાયદામાં વધુ ગરીબ લોકોને ચર્ચના દશમા ભાગમાંથી એક ભાગ મેળવવાનો અધિકાર આપેલો હતો. હવે તે અધિકાર પણ છીનવી લેવામાં આવ્યો.* ઇંગ્લૅંડમાં યાત્રા કરવા નીકળેલી મહારાણી એલિઝાબેથ, તેની યાત્રા પછી પોકારી ઊઠી કે "દરેક ઠેકાણે ગરીબો દુખી છે." (Pauper ubique jacet)[2] તેના રાજ્યકાલના ૪૩મા વર્ષમાં સરકારને ગરીબોની આર્થિક મદદ કરવા માટે કર લાગુ પાડીને ગરીબીને સત્તાવાર રીતે માન્ય કરવી પડી.

> "આ કાનૂન ઘડનારાઓને તેનાં કારણો જણાવતાં સંકોચ થયો હોય એમ લાગે કારણ કે (પરંપરાગત પ્રણાલિકાથી ઊલટું) આ કાયદામાં કોઈ ભૂમિકા સામેલ નહોતી."**

ચાર્લ્સ પહેલાના રાજ્યકાળના ૧૬મા વર્ષમાં ચોથા ફરમાન મારફતે એ કાયદાને કાયમી જાહેર કરી દેવાયો, અને ખરેખર તો માત્ર ૧૮૩૪માં તેણે નવું અને વધુ કડક રૂપ ધારણ કર્યું.*** આ ચર્ચ-સુધારાનાં તાત્કાલિક પરિણામો કાંઈ

---

* "દશમા ભાગ ઉપર ગરીબોનો અધિકાર પ્રાચીન કાલના કાયદાથી સ્થાપિત થયેલ છે." (Tuckett, «*A History of the Past and Present State of the Labouring Population*», લંડન, ૧૮૪૬, ગ્રંથ ૨, પૃષ્ઠ ૮૦૪-૫.)

** William Cobbet, «*A History of the Protestant Reformation*», પૃષ્ઠ ૪૭૧.

*** પ્રોટેસ્ટન્ટપંથની 'ભાવના' બીજી વસ્તુઓની સાથે નીચેની બાબતમાં જોઈ શકાય છે. દક્ષિણ ઇંગ્લૅંડમાં કેટલાક જમીન-માલિકોએ ભેગા મળીને એલિઝાબેથના ગરીબ-કાનૂનના સાચા અર્થ વિશે દશ પ્રશ્નો ઘડી કાઢ્યા. એ

દશ પ્રશ્નો તેમણે તે સમયના પ્રખ્યાત ન્યાયશાસ્ત્રી સાર્જન્ટ સ્નિગ (આગળ જતાં જેમ્સ પહેલાના અમલમાં જજ) તેમની સમક્ષ અભિપ્રાય માટે રજૂ કર્યા. "પ્રશ્ન નવમો: તાલુકાના કેટલાક વધુ સંપત્તિવાળા ખેડૂતોએ એવી યુક્તિપૂર્વકની પદ્ધતિ ઘડી કાઢી છે કે જેનાથી આ કાયદાના (એલિઝાબેથના અમલના ૪૩મા વર્ષના) અમલને લગતી બધી પરેશાની ટાળી શકાય." તેમણે એવું સૂચવ્યું છે કે તાલુકામાં અમારે એક જેલ બાંધવી અને ગરીબોને તેમાં પૂરી દેવા, પછી વિસ્તારમાં જાહેરાત કરવી કે જો કોઈ લોકો આ તાલુકાના ગરીબોને કામે લગાડીને તેમના ભરણપોષણની જવાબદારી લેવા માગતા હોય તો કોઈ ચોક્કસ દિવસે સીલબંધ દરખાસ્તોમાં જણાવે કે તેમને ઓછામાં ઓછી કેટલી કિંમતે અમારા હાથમાંથી લઈ લેવા તૈયાર છે, અને એ લોકોને એવો અખત્યાર આપવામાં આવે કે ઉપર જણાવેલી જેલમાં પુરાયેલો ન હોય એવા કોઈ પણ માણસને લેવાનો તેઓ ઇન્કાર કરી દે. આ યોજનાની દરખાસ્ત કરનારાઓનો ખ્યાલ એવો છે કે નજીકના તાલુકાઓમાં એવા માણસો મળશે કે જે મહેનત કરવા તૈયાર ન હોય અને મહેનત વિનાની જિંદગી જીવનના આશયે માણસોને કામે રાખવા સારુ માલમતા કે શાખ ન ધરાવતા હોય, એવા લોકો કદાચ તાલુકાને બહુ લાભદાયક દરખાસ્તો કરવા લલચાય. ઠેકેદારની જવાબદારીના કોઈ ગરીબો મરણ પામે તો તેનું પાપ ઠેકેદારને માથે પડશે કારણ કે તાલુકાએ તો તેમના સંબંધમાં પોતાની ફરજ બજાવી લીધી હશે. પરંતુ અમને ડર છે કે મોજૂદા કાયદામાં એલિઝાબેથના અમલના ૪૩મા વર્ષના કાયદા મુજબ આ જાતના દૂરંદેશી કદમને જરૂરી નહિ ગણવામાં આવે, પરંતુ આપ એ જાણી લો કે આ તાલુકાના બાકીના તેમ જ પડોશના "બ" તાલુકાના મુક્ત માલિકી ધરાવતા જમીનદારો પોતાના પ્રતિનિધિઓને એવા કાયદાની દરખાસ્ત રજૂ કરવાની સૂચના આપવામાં બહુ રાજીખુશીથી સામેલ થઈ જશે કે જે તાલુકા માટે ગરીબોને કેદમાં પૂરી દેવાનો અને કામે લગાડવાનો કરાર કોઈ માણસ જોડે કરવાનું શક્ય બનાવે અને એવી જાહેરાત કરવાની છૂટ આપે કે કોઈ માણસ કેદમાં પુરાવાનો અને કામે લાગી જવાનો ઇનકાર કરે તો તેને કશી રાહત મેળવવાનો અધિકાર રહે. આશા રાખવામાં આવે છે કે એથી દુખી માણસો રાહત માગતા અને એ રીતે તાલુકાઓને માથે બોજો બની રહેતા અટકશે. (R. Blakey, «*The History of Political Literature from the earliest Times*», લંડન, ૧૮૫૫, ગ્રંથ ૨, પૃષ્ઠ ૮૪-૮૫.) સ્કોટલૅંડમાં ખેતગુલામીની નાબૂદી ઇંગ્લૅંડની

તેનાં વધુમાં વધુ સ્થાયી પરિણામો નહોતાં. ચર્ચની મિલકત જમીનની મિલકતના પરંપરાગત સંજોગોનો ધાર્મિક આધાર બનેલી હતી. તેના પતન સાથે એ સંજોગો ટકી રહેવાનું અસંભવ બની ગયું.*

૧૭મી સદીના છેલ્લા દાયકામાં પણ સ્વતંત્ર કિસાનોના વર્ગની સંખ્યા ખેડૂતો કરતાં વધારે હતી. તેઓ ક્રોમવેલની તાકાતનું પીઠબળ બની રહેલા હતા, અને મેકૉલે પણ કબૂલે છે તે મુજબ દારૂના નશામાં ચૂર રહેતા જમીનદારો અને તેની નોકરી કરનારાઓ, અને ગામડાંનાં પાદરીઓ કે જેમને માલિકોએ છોડી દીધેલી રખાતોનાં લગ્નોની વ્યવસ્થા કરવી પડતી હતી, તે બધાની સરખામણીમાં આ સ્વતંત્ર કિસાનો વધુ યોગ્ય પુરવાર થયા હતા. ૧૭૫૦માં લગભગ સ્વતંત્ર કિસાનોના આ વર્ગનો લોપ થઈ ગયો.** અને અઢારમી

---

સરખામણીમાં કેટલાક સૈકાઓ બાદ થઈ હતી. એટલે ૧૬૯૮માં પણ સાલ્ટૂનના ફ્લેચરે સ્કૉટલૅંડની પાર્લામેંટમાં જણાવ્યું હતું કે "સ્કૉટલૅંડમાં ભિખારીઓની સંખ્યા બે લાખથી ઓછી નથી. હું, સૈદ્ધાંતિક દૃષ્ટિએ પ્રજાસત્તાકપંથી, એક જ ઉપાય સૂચવી શકું એમ છું કે ખેતગુલામીની પુરાણી સ્થિતિ ફરી સ્થાપી દેવામાં આવે અને પોતાના ગુજારાનો બંદોબસ્ત ન કરી શકતાં તમામ માણસોને ગુલામ બનાવી દેવામાં આવે. ઈડેને લખ્યું છે કે "ખેતગુલામીની ઓટ આવશ્યક રૂપે ગરીબોના ઉદ્ભવનો રહ્યો છે એમ લાગે છે. આપણા દેશના ગરીબોના બે જનક કારખાનાં અને વ્યાપાર છે." (ઈડેન, «*The State of Poor*», લંડન, ૧૭૯૭, ગ્રંથ ૧, પૃષ્ઠ ૬૦-૬૧.) સિદ્ધાંતની દૃષ્ટિએ પ્રજાસત્તાકપંથી સ્કૉટલૅંડીની જેમ જ ઈડેન પણ આટલી જ વાત કરે છે: ખેતમજૂરને ખેતગુલામીની નાબૂદીએ નહિ પણ જમીનના સંબંધમાં તેની મિલકતની નાબૂદીએ સર્વહારા અને આખરે કંગાલ બનાવ્યો છે. ફ્રાંસમાં માલિકીહરણ જુદી રીતે કરવામાં આવ્યું હતું, ત્યાં ૧૫૬૬નો મોલીન્સનો વટહુકમ અને ૧૬૫૬નું ફરમાન ઇંગ્લૅંડના ગરીબ-કાયદાઓને મળતાં આવે છે.

*જોકે પ્રોફેસર રોજેર્સ (Rogers) પહેલાં પ્રૉટેસ્ટન્ટ મતવાદીઓના ગઢ જેવા ગણાતા ઓક્સફોર્ડ વિશ્વવિદ્યાલયમાં અર્થશાસ્ત્રના પ્રોફેસર હતા તોપણ એમણે «*History of Agriculture*»ની પ્રસ્તાવનામાં એ વાત પર ભાર મૂક્યો છે કે "ચર્ચસુધારાના પરિણામ રૂપે, સામાન્ય લોકો ગરીબ બની ગયા છે."

**"સ્વતંત્ર કિસાનોનો વર્ગ નાશ પામવાથી મને ખૂબ જ દુ:ખ થયું છે કેમ કે એ વર્ગે જ હકીકતે આ રાષ્ટ્રની સ્વતંત્રતાને સુરક્ષિત રાખી હતી,

સદીના છેલ્લા દશકામાં ખેતમજૂરોની સહિયારી માલિકીની જમીનના છેલ્લા અવશેષોનો પણ લોપ થઈ ગયો. આપણે અહીં ખેત ક્રાંતિના નિર્ભેળ આર્થિક કારણોને એક બાજુએ મૂકીને ચાલીએ છીએ. આપણે અહીં તો માત્ર જે બળજબરીપૂર્વકનાં સાધનો કામે લગાડાયાં હતાં તેની જ વાત કરીએ છીએ.

સ્ટુઅર્ટોની પુનઃસ્થાપના પછી જમીનના માલિકોએ કાનૂની ઉપાયો અજમાવીને એવી હડપગીરી કરી કર્યું કે જે યુરોપ ખંડમાં દરેક ઠેકાણે કોઈ પ્રકારની કાનૂની ઔપચારિકતા વિના અમલી બનેલ. તેમણે જમીનના સામંતી ખેડહકનો અંત લાવી દીધો, એટલે કે જમીનને તેમણે રાજ્ય પ્રત્યેની તમામ જવાબદારીઓથી મુક્ત કરી દીધી, રાજ્યને જે ખોટ પડી તેને એ રીતે પૂરવામાં આવી કે (indemnified) ખેડૂતો અને બાકીની જનતા ઉપર તેટલા કરવેરા ઝીંકવામાં આવ્યા. જે જમીન-જાગીરો ઉપર પહેલાં તેમને માત્ર સામંતી અધિકારો જ પ્રાપ્ત હતા તેમાં તેમણે હવે આધુનિક ખાનગી મિલકતના અધિકારો હાંસલ કરી લીધા અને છેલ્લે પતાવટના એવા કાયદાઓ બનાવી દીધો કે જે થોડાઘણા ફેરફારો સાથે અંગ્રેજ ખેતમજૂરોની ઉપર એવી જ અસર પાડતા હતા કે જેવી અસર રૂસી કિસાનપ્રજાની ઉપર તાતાર બોરીસ ગોદુનોવના ફરમાનથી[3] પડી હતી.

"ગૌરવમય ક્રાંતિ"એ[4] ઓરેન્જના વિલિયમની* સાથોસાથ વધારાના

---

અને મને એ જોઈને અફસોસ થાય છે કે એ લોકોની જમીનો હવે ઇજારદાર માલિકોના હાથમાં છે, નાના ખેડૂતોને ગણોતે ખેડવા આપવામાં આવે છે અને એ નાના ખેડૂતોને પટ્ટા એવી શરતોએ મળે છે કે તેમની દશા કોઈ પણ માઠા અવસરે માલિકની મરજીના ગુલામ બની રહેતા ખાંડિયાઓથી ભાગ્યે જ જરાય બહેતર હોય છે."

*આ શૂરવીરના અંગત નૈતિક ચારિત્ર્ય વિષે બીજી વસ્તુઓની સાથોસાથ "આયર્લૅંડમાં લેડી ઓર્કનીને વિશાળ જમીનો બક્ષી દેવામાં આવી એ હકીકત રાજાની પ્રીતિ અને લેડીની અસરનો જાહેર દાખલો પૂરો પાડે છે... લેડી ઓર્કનીને, ચાહના અપાવતી કામગીરી પ્રેમની તુચ્છ સોદાબાજીની હતી." બ્રિટિશ મ્યુઝિયમમાં સ્લોનના હસ્તપ્રત સંગ્રહમાં નં. ૪૨૨૪. હસ્તપ્રતનું નામ છે *«The character and behaviour of King William Sunderland etc, as represented in Original Letters to the Duke of Shrewbury from Somers, Halifax, Oxford, Secretary Vernon, etc.»* તેમાં અજબગજબના કિસ્સા ભરેલા છે.

મૂલ્યના જમીનદાર અને મૂડીદાર પચાવગીરોને પણ સત્તા પર લાવી દીધા. તેમણે નવા યુગનો આરંભ રાજ્યની જમીનોની ચોરીઓ કે જે અત્યાર સુધી પ્રમાણમાં વધુ નાના પાયા પર કરાતી હતી, તેને જબરજસ્ત પ્રમાણમાં અમલી બનાવીને કર્યો. આ જાગીરો ભેટસોગાદો તરીકે આપી દેવામાં આવી કે હાસ્યાસ્પદ કિંમતે વેચી દેવાઈ અથવા તો સીધા કબજાઓ લઈને ખાનગી જાગીરો સાથે જોડી દેવાઈ.* આ બધું કાનૂની શિસ્તના લેશમાત્ર પાલન વિના જ બન્યું હતું. રાજ્યની આ જમીનો, આ રીતે કાવતરાપૂર્ણ રીતે તેના માલિકો પાસેથી પડાવી લેવાયા પછી અને તેની સાથે ચર્ચની જાગીરોની પણ એવી જ લૂંટ ચાલ્યા પછી, એ બધી જમીનો પ્રજાસત્તાકપંથી ક્રાંતિ દરમિયાન ફરી વાર ગુમાવી ન દેવામાં આવી હોય એટલા પ્રમાણમાં, આજે ઈંગ્લૅંડની અલ્પતંત્રીય સત્તાનાં ક્ષેત્રોનો પાયો બની રહે છે.** મૂડીદારોએ આ ક્રિયાનું બીજા કારણો ઉપરાંત એ દૃષ્ટિકોણથી પણ સમર્થન કર્યું હતું કે જમીનમાં મુક્ત વ્યાપારને પ્રોત્સાહન મળે, મોટાં ખેતરોની વ્યવસ્થામાં આધુનિક ખેતીનું પ્રમાણ વધે, અને મુક્ત ખેત સર્વહારાઓનો તૈયાર પુરવઠો, વધે. આ ઉપરાંત નવી જમીનદાર ઉમરાવશાહી નવી બૅંકશાહીની, નવોદિત નાણાશાહીની, અને એ વખતે રક્ષણના કરવેરા ઉપર આધાર રાખતા મોટા કારખાનદારોની સ્વાભાવિક સાથીદાર હતી. ઈંગ્લૅંડના મૂડીદાર વર્ગે એટલા જ શાણપણથી પોતાનાં હિતોની રક્ષા કરી કે જેટલા શાણપણથી સ્વીડનના મૂડીદાર વર્ગે પોતાનાં હિતોની રક્ષા કરી હતી. સ્વીડનના મૂડીદાર વર્ગે પ્રક્રિયાને ઉલટાવી નાખીને પોતાની આર્થિક સંગાથી કિસાનપ્રજા સાથે મળીને અલ્પતંત્રીય સત્તા પાસેથી તાજની જમીનો

---

*રાજ્યની જાગીરોનું ગેરકાયદેસર રીતે પડાવી લેવાનું આ કૃત્ય કે જે થોડું ચાણથી ને થોડું ભેટસોગાદ સ્વરૂપે અમલી બન્યું તે ઈંગ્લૅંડના ઈતિહાસનું ક કૌભાંડ પ્રકરણ છે... બલકે રાષ્ટ્ર સાથે કરાયેલું એક જબ્બર કાવતરું છે. F. W. Newman, «*Lectures on Political Economy*», લંડન, ૧૮૫૧, ૪ ૧૨૯-૩૦.) ઈંગ્લૅંડના હાલના મોટા જમીનમાલિકોએ પોતાની મિલકત વી રીતે હાંસલ કરેલી તેની વિગતો માટે જુઓ «*Our old Nobility*. By obless Oblige.» લંડન, ૧૮૭૯. ફે. એ.

**દાખલા તરીકે વાંચો બેડફોર્ડના ડયૂક-વંશ સંબંધમાં પુસ્તિકા «The omtit et Liberalism», લોર્ડ જૉન રાસેલ, એ વંશની જ પેદાશ હતા.

બળજબરીથી પાછી લઈ લેવામાં રાજાઓને મદદ કરી હતી. ૧૬૦૪માં ચાર્લ્સ દશમા અને ચાર્લ્સ અગિયારમાના રાજ્યકાલમાં આમ બન્યું હતું.

સામુદાયિક સંપત્તિ—જેને આપણે હંમેશાં એ રાજકીય સંપત્તિથી અલગ ગણીને જોવી જોઈએ કે જેનું હમણાં જ આપણે વર્ણન કર્યું—તે એક પુરાણું ટ્યુટોનિક પ્રથા હતી, જે સામંતશાહીના બુરખા નીચે જીવિત હતી. આપણે એ જોઈ ગયા છીએ કે ૧૫મી સદીના અંતમાં કેવી રીતે આ સામુદાયિક સંપત્તિનું અપહરણ બળપૂર્વક શરૂ થયું અને ૧૬મી સદીમાં ચાલુ રહ્યું અને તેની સાથોસાથ કેવી રીતે સામુદાયિક ધોરણે ખેતીની જમીનો ચરિયાણ જમીનોમાં બદલી નાખવામાં આવી અને જેને રોકવા માટે, ૧૫૦ વર્ષો સુધી કાયદાઓ બનાવીને કોશિશ થતી રહી પણ તે સમયે એ ક્રિયા હિંસક કાર્યો મારફતે થતી રહી હતી. ૧૮મી સદીમાં જે પ્રગતિ થઈ એ એવા સ્વરૂપમાં વ્યક્ત થાય છે કે કાનૂન પોતે જ લોકોની જમીનો ચોરવાનું સાધન બની જાય છે જ્યારે મોટા મોટા ખેડૂતો પોતાના નાના નાના સ્વતંત્ર ઉપાયો પણ ચાલુ રાખે છે.* આ લૂંટનું સંસદીય સ્વરૂપ સામૂહિક જમીન ઘેરી લેવાના કાયદાઓ (Bills for Inclosures of Commons) અથવા તો તેવા હુકમોના ચહેરા રૂપે આપણી સામે આવે છે. તેના મારફતે જમીનદાર જનતાની જમીનને પોતાની માલિકીની સંપત્તિ જાહેર કરી દે છે અને જનતાની સંપત્તિનું અપહરણ કરી લે છે. સર ઈડેને (Eden) સામુદાયિક સંપત્તિને એવા મોટા મોટા જમીનદારોની પોતાની સંપત્તિ સાબિત કરવાની કોશિશ કરી છે કે જેમણે સામંતી માલિકોનું સ્થાન લઈ લીધું છે, પરંતુ જ્યારે તે એ માંગ કરે છે કે "સામુદાયિક જમીનોને ઘેરી લેવા માટે સંસદે એક સામાન્ય કાયદો ઘડવો જોઈએ, અને એ ઉપરાંત જેમનું માલિકીહરણ થઈ ગ

---

*"ખેડૂતો સાદાં ઘરોમાં રહેતા માણસોને પોતાનાં બાલબચ્ચાં સિવાય કોઈ પણ જીવતા જીવોને રાખવાની મનાઈ કરી દેતા હતા. તેને માટે બહાનું એ આપવામાં આવે છે કે જો કામદારો ઢોર કે મુરઘી વગેરે રાખશે તો ખેડૂતોના કોઠારોમાંથી અનાજ ચોરીચોરીને તેમને ખવડાવશે. ખેડૂતો એમ પણ કહે છે કે કામદારોને ગરીબ બનાવીને જ રાખો તો તે મહેનતુ રહેશે, વગેરે. પરંતુ મારો વિશ્વાસ છે કે મૂળ વાત એમ છે કે ખેડૂતો આવી રીતે બધી જ સામુદાયિક જમીનો માત્ર પોતાના જ અધિકારમાં રાખવા માગે છે." («*A Political Inquiry into the Consequences of enclosing Waste Lands*» લંડન, ૧૭૮૫, પૃષ્ઠ ૭૫.)

હોય એવા ગરીબોની નુકસાની પૂરવાની જોગવાઈ કરવાનું સંસદને કહે છે, ત્યારે તે પોતે જ હકીકતમાં પોતાના છેતરામણા તર્કનું ખંડન કરે છે."*

સ્વતંત્ર ખેડૂતનું સ્થાન મરજિયાત ગણોતિયાઓ, એકસાલી પટ્ટાવાળા નાના ખેડૂતો, જમીનદારોની મરજી પર નભતા તાબેદાર ચાકરો, વગેરેએ લઈ લીધું અને સામુદાયિક જમીનોની વ્યવસ્થિત લૂંટે, રાજ્યની જાગીરોની ચોરી પછી બીજા નંબરે, પેલાં મોટાં ખેતરોને, જેને ૧૮મી સદીમાં મૂડી ખેતરો"** અથવા "સોદાગરોનાં ખેતરો" કહેવામાં આવતાં હતાં તેમને, વધારે મોટાં બનાવવાનું, તેમ જ ખેતીવાડીની વસ્તીને સર્વહારાઓ તરીકે કારખાના ઉદ્યોગ માટે "મુક્ત બનાવવાનું" કામ કર્યું.***

તોપણ ૧૮મી સદીએ ૧૯મી સદીની જેમ હજી એ વાતનો સ્વીકાર નહોતો કર્યો કે રાષ્ટ્રીય સંપત્તિ અને લોકોની ગરીબી વચ્ચે સામ્ય છે. તેથી તે સમયના આર્થિક સાહિત્યમાં સૌથી વધુ જોમવાળી ચર્ચા "સામુદાયિક જમીનોના ઘેરાવ"ના પ્રશ્નના સંબંધે સાંભળવા મળતી હતી. મારી સમક્ષ જે ઢગલાબંધ સામગ્રી પડી છે તેમાંથી કેટલાંક અવતરણો રજૂ કરું છું કે જેનાથી તે સમયની પરિસ્થિતિ પર પ્રકાશ પડશે:

> એક વ્યક્તિએ ખૂબ જ ક્રોધથી લખ્યું છે કે "હેર્ટફોર્ડશાયરના કેટલાંક ગામોમાં સરેરાશ ૫૦થી ૧૫૦ એકર સુધીના ૨૪ ખેતરોને ભેળવીને ત્રણ ખેતરો બનાવી દેવામાં આવ્યાં છે."**** "નોર્થહેંપ્ટનશાયર અને લીસ્ટરશાયરમાં બહુ જ મોટા પાયા પર સામુદાયિક જમીનોને ઘેરી લેવામાં

---

* Eden, «*The State of the Poor*».

** «*Capital Farms*» (Two letters on the Flour Trade and the Dearness of Corn. By a person in business) લંડન, ૧૭૬૭, પૃષ્ઠ ૧૯, ૨૦.

*** «*Merchant Farms*» (On Inquiry into the Causes of the Present High Price of Provisions) લંડન, ૧૭૬૭, પૃષ્ઠ ૧૧૧. નોંધ—એ સુંદર પુસ્તક જે કોઈ નામ વિના પ્રકટ થયેલ એ નાથાનિએલ ફોર્સ્ટરની રચના છે.

**** Thomas Wright, «*A Short address to the Public on the Monopoly of large farms*», ૧૭૭૯, પૃષ્ઠ ૨,૩.

આવી છે અને એવી ઘેરાબંધીના પરિણામે જે નવી જમીનદારીઓ બની છે તેમાંની મોટા ભાગનીને ચરિયાણ જમીનોમાં બદલી નાખવામાં આવી છે. તેનું પરિણામ એ આવ્યું છે કે જે જમીનદારીઓમાં પહેલાં દર વર્ષે ૧૫૦૦ એકર જમીન ખેડવામાં આવતી હતી ત્યાં હાલ ૫૦ એકર જમીન પણ ખેડવામાં આવતી નથી. પહેલાંના રહીશોનાં ઘરો, કોઠારો, તબેલા, વગેરેના ભંગાર અવશેષો જ હવે દર્શાવે છે કે અહીં કદી કોઈ લોકો રહેતા હતા." "કેટલાંક ખુલ્લાં ખેતરોવાળાં ગામોમાં એક સો ઘર કે એક સો પરિવારોમાંથી હવે આઠ કે દશ જ બાકી રહેલ છે. જે ગામોમાં માત્ર ૧૫થી ૨૦ વર્ષ દરમિયાન જ ઘેરાબંધી થઈ છે તેમાંથી મોટા ભાગનાં ગામોમાં ખુલ્લાં ખેતરોની સ્થિતિની સરખામણીમાં હવે બહુ જ ઓછા ખેડૂતો રહી જવા પામ્યા છે. એ કોઈ બહુ જ અસાધારણ વાત નથી કે જે ઈલાકો પહેલાં ૨૦ કે ૩૦ ખેડૂતો કે એટલા જ નાના ગણોતિયાઓ કે માલિકોના કબજામાં હતો તેને ૪ કે ૫ જમીનદારોએ ઘેરી લઈને પોતાની ચરિયાણ જમીનમાં બદલી નાખેલ છે. અને એ રીતે એ બધા ખેડૂતો, નાના ગણોતિયા, કે માલિકોની અને તેમના પરિવારોની અને ભેગી બીજા ઘણા પરિવારોની—મુખ્યત્વે આ લોકો માટે કામ કરનારા અને તેમના પર નભનારા પરિવારોની—આજીવિકા છીનવાઈ ગયેલ છે."*

માત્ર એ જ જમીનને નહિ કે જે પડતર પડી રહેતી હતી પણ જેને લોકો સામુદાયિક ઢંગથી ખેડતા હતા અથવા તો અમુક ખાસ લોકો ગ્રામ સમુદાયને અમુક નક્કી મહેસૂલ ચૂકવીને ખેડતા હતા એ જમીનને પણ આજુબાજુના જમીનદારો ઘેરાબંધીના બહાના નીચે પોતાને કબજે કરી લે છે.

"હું અહીં ખુલ્લાં ખેતરો અને એવી જમીનો ઘેરાઈ જવાનો ઉલ્લેખ કરી રહ્યો છું કે જેમાં પહેલાંથી જ ખૂબ પ્રમાણમાં સુધારા કરી દેવાયા હતા. ઘેરાબંધીનું સમર્થન કરનારા લેખક પણ એ વાતનો સ્વીકાર કરે છે કે આ ગામો પાંખાં બની જવાથી મોટાં ખેતરોની ઈજારદારીઓમાં વધારો થાય છે, ખાવાપીવાની વસ્તુઓના ભાવો વધે છે, અને વસ્તી ઓસરી જાય છે... અને એટલી હદ સુધી કે પડતર પડી રહેલી જમીનોની

---

* Rev. Addington, «*Inquiry into the Reasons for or against enclosing open fields*», લંડન, ૧૭૭૨, પૃષ્ઠ ૩૭-૪૩.

ઘેરાબંધીને પરિણામે (જે રીતે આજકાલ કરવામાં આવે છે) પણ ગરીબોનાં દુ:ખ બહુ જ વધે છે, કારણ કે તેનાથી આંશિક રૂપે પણ તેમની આજીવિકાનાં સાધન છીનવાઈ જાય છે અને તેનું માત્ર એ જ પરિણામ આવે છે કે મોટાં મોટાં ખેતરો કે જેનું કદ પહેલાંથી બહુ વધી ગયું હતું તે એથીયે વધુ મોટાં થઈ જાય છે."* ડો. પ્રાઈસે લખ્યું છે કે, "જ્યારે એ જમીન થોડાક મોટા મોટા ખેડૂતોના હાથમાં ચાલી જશે ત્યારે તેનું અનિવાર્ય પરિણામ એ આવશે કે નાના ખેડૂતો એવા લોકોમાં ફેરવાઈ જશે કે જેમને પોતાની આજીવિકા માટે બીજાનું કામ કરવું પડશે અને પોતાની જરૂરતની દરેક ચીજ બજારોમાંથી જ ખરીદવી પડશે... ત્યારે શ્રમ કદાચ પહેલાં કરતાં વધુ કરવો પડશે... કારણ કે લોકો સાથે પહેલાં કરતાં વધુ બળજબરીથી કામ લેવું પડશે... શહેરો અને કારખાનાંઓની સંખ્યા વધી જશે કારણ કે રહેઠાણો અને નોકરીની શોધમાં પહેલાંથી વધુ સંખ્યામાં લોકો ત્યાં જઈ પહોંચશે. નાના ખેડૂતોનો જે ઉલ્લેખ અહીં કરેલ છે તેમના વિષે ડો. પ્રાઈસ પહેલાં જ એ કહી ચૂક્યા છે કે નાના નાના માલિકો અને ગણોતિયાઓની આ વિશાળ સંખ્યા તેમના કબજાની જમીનની ઊપજમાંથી, સામુદાયિક જમીનમાં ચરતી પોતાની બકરીઓની મદદથી, અને મુરઘીઓ, પશુઓ, વગેરેના સહારાથી પોતાનું તેમ જ પોતાના પરિવારોનું ભરણપોષણ કરે છે અને તેથી તેમને જીવનનિર્વાહ માટે કોઈ સાધન ખરીદવાની ભાગ્યે જ જરૂર પડે છે. ખેતરોનાં કદ વધારવાનું સ્વાભાવિક પરિણામ એ જ આવે છે. અને આ રાજ્યમાં અનેક વર્ષોથી અસલમાં આ જ ચીજ અમલી બની રહી છે.**

ઘેરાબંધીનાં પરિણામોનો સારાંશ લેખકે આ શબ્દોમાં રજૂ કર્યો છે:

"સમગ્ર રૂપમાં જોતાં નીચલા વર્ગોના લોકોની હાલત લગભગ દરેક રીતે પહેલાં કરતાં વધુ ખરાબ થતી જાય છે. પહેલાં તે જમીનના નાના

* Dr. R. Price, «*Observations on Reversionary Payments*», ...ટૅર, એડીંગટન, કેન્ત, પ્રાઈસની રચનાઓ જુઓ અને ખુશામતખોર ...કુલકે પોતાના સૂચીપત્ર "અર્થશાસ્ત્રના સાહિત્ય"માં જે પ્રકારનો કંગાલ ...વાટ કરેલ છે, તેની સાથે એ રચનાઓની તુલના કરી જુઓ.

** Dr. Price, «*Observations on Reversionary Payments*», ૧૪૭.

નાના ટુકડાઓના માલિક હતા. હવે તેમનો દરજ્જો દહાડિયાઓ નોકરચાકરો જેવો થઈ ગયો છે અને સાથોસાથ તેમના માટે આ અવસ્થામાં પોતાનું જીવનનિર્વાહ કરવાનું કામ વધુ મુશ્કેલ બનતું જાય છે

હકીકતે તો સામૂહિક જમીનોના અપહરણની અને તેની સાથે ખેતીમાં જે ક્રાંતિ આવી ગઈ હતી તેની ખેતમજૂરો ઉપર એટલી બધી અ અસર પડી હતી કે ઈડેનના કથન પ્રમાણે પણ, ૧૭૬૫ અને ૧૭૮૦ તો તેમનાં વેતનો લઘુતમ રકમો કરતાં પણ ઘટવા માંડેલાં અને તેમાં ગરી રાહત માટે કરાયેલા કાયદાઓ નીચેની મદદની પુરવણી કરવી પડતી. તે વેતનો, તેના કહેવા પ્રમાણે, જીવનની તદ્દન અનિવાર્ય ચીજો માટે પણ પૂરતાં થાય તેથી જરા પણ વધુ નહોતાં જ.

---

* Priece, પૃષ્ઠ ૧૫૯. આપણને પ્રાચીન રોમ યાદ આવે "અવિભક્ત જમીનના મોટા ભાગનો કબજો પૈસાદારોએ મેળવ્યો એ સમયની પરિસ્થિતિમાં તેમને વિશ્વાસ હશે કે આ કબજાઓ તેમની પ કોઈ પાછા નહિ ઝૂંટવી લે, અને તેથી પોતાની જમીનોની નજીક પડેલા જમ ટુકડાઓ તેમણે ખરીદી લીધા કે જે તે સમયે ગરીબોના હતા, કેટલાક માલિકોની મંજૂરીથી અને કેટલાક બળજબરીથી લઈ લીધા, અને તેના પ તેઓ હવે અલગ અલગ ખેતરોને બદલે વિસ્તરેલી જાગીરો ખેડતા હતા. તેઓ ખેતીમાં ગુલામોનો ઉપયોગ અને ઢોરઉછેર કરવા માંડયા કેમ કે માનવીઓને મજૂરીના ક્ષેત્રમાંથી લશ્કરી સેવાઓમાં લઈ જવામાં આવતા ગુલામો તેમની પાસે હતા તેથી તેમને બહુ લાભો મળ્યા કારણ કે ગુલામો સેવાઓમાં ભરતી ન કરાતા હોવાથી મુક્ત રીતે વધુ બાળકો પેદા કરી અને સંખ્યાબંધ બાળકો તેમને થતાં. આમ શક્તિશાળી માણસો બધી પોતા પાસે ઢસડી લેવા માંડયા. અને બધી જમીનોમાં ગુલામો ઊભરાવા લ જ્યારે બીજી બાજુએ ઈટાલિયનો તો હમેશાં સંખ્યામાં ઘટતા રહેતા હતા કે તે ગરીબી, કરવેરા, અને લશ્કરી સેવાને લીધે ખતમ થઈ રહ્યા હતા, જ્યારે શાંતિનો સમય આવ્યો ત્યારે પણ તે સંપૂર્ણ નિષ્ક્રિયતામાં ફેંકાઈ હતા કારણ કે પૈસાદારો જમીનોનો કબજો ધરાવતા હતા અને તેને ખે મુક્ત માનવીઓને બદલે ગુલામોનો જ ઉપયોગ કરતા હતા. (*Ap* *«Römische Bürgerkriege»*) લિસિનિયન રોગેશન્સ[5] તરીકે જાણીતા કાયદાઓ પસાર થયા તે પહેલાંના સમયનો ઉલ્લેખ અહીં કરાયો છે.

હવે એક ક્ષણ માટે એક એવા માણસની વાત પણ સાંભળીએ કે જે ઘેરાબંધીનો સમર્થક અને ડો. પ્રાઇસનો વિરોધી હતો:

"જો માણસો ખુલ્લાં ખેતરોમાં વ્યર્થ શ્રમ કરતા દેખાતા નથી તો એનો અર્થ કંઈ એવો નથી થતો કે આબાદી ઘટી ગઈ છે... જો નાના ખેડૂતોને, બીજાઓ માટે કામ કરનારા ઇન્સાનોમાં 'ફેરવીને', તેમની પાસેથી પહેલાં કરતાં વધારે મહેનત કરાવવામાં આવે છે, તો તેથી આખાયે રાષ્ટ્રને લાભ જ થાય છે અને રાષ્ટ્રે એ વાતનું સ્વાગત કરવું જોઈએ" (પરંતુ જાહેર છે કે જે લોકોને આ પ્રકારે ફેરવવામાં આવ્યા છે તે આ રાષ્ટ્રના સભ્યો નથી). "... કારણ કે આ લોકો પાસેથી એક ખેતરમાં સંયુક્ત શ્રમ કરાવવામાં આવે છે ત્યારે ઉત્પાદન વધારે આવે છે, કારખાનાંઓ માટે વધારાનું ઉત્પાદન તૈયાર થઈ જાય છે, તેટલી વધારે વૃદ્ધિ કારખાનાંઓની થાય છે, અને તે રાષ્ટ્ર માટે ધનની ખાણ જેવું કામ કરે છે".*

જ્યારે ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિનો પાયો નાખવા માટે જરૂરત હોય છે ત્યારે "સંપત્તિના પવિત્ર અધિકાર"ના અત્યંત બેશરમ ખંડન અને વ્યક્તિઓ ઉપરના અત્યંત ભૂંડા હુમલાઓને પણ અર્થશાસ્ત્રીઓ જે નિસ્પૃહ ભાવ અને જે સ્વસ્થ અને તટસ્થ મનની શાંતિથી જોઈ શકે છે તેનું ઉદાહરણ છે સર ઇડેન જે બહુ મોટા દાનવીર અને સાથોસાથ રૂઢિચુસ્ત પણ છે. ૧૫મી સદીનાં અંતિમ ૩૩ વર્ષોથી શરૂ કરીને ૧૮મી સદીના અંત સુધી જનતાની સંપત્તિનું જે રીતે બળજબરીપૂર્વક અપહરણ થતું રહ્યું અને તેની સાથોસાથ જે ચોરીઓ અને અત્યાચારો થતાં રહ્યાં અને જનતા ઉપર જે મુસીબતોના પહાડ તૂટતા રહ્યા, એ બધાનો અભ્યાસ કર્યા પછી સર ઇડેન એવા સંતોષજનક તારણ પર પહોંચે છે:

---

* J. Arbuthnot, «*An Inquiry into the Connection between the Present Priece of Provisions*», પૃ. ૧૨૪, ૧૨૯. આ ઉલ્લેખથી ઊલટા દૃષ્ટિકોણથી લખાયેલ, છતાં તેનાથી એ જ વાતને સમર્થન મળે છે તે જુઓ, "કામ કરનારા માણસોને તેમનાં ઘરોમાંથી હાંકી કાઢીને નાનાં શહેરોમાં ધકેલી દેવામાં આવે છે—નોકરીની શોધમાં. પરંતુ તેથી વધારાનું ઉત્પાદન અધિક થાય છે અને એ રીતે મૂડીમાં વૃદ્ધિ થાય છે." (R. B. Seeley, «*The Perils of the Nation*», લંડન, ૧૮૪૩).

"ખેતીની જમીન અને ચરિયાણ જમીન વચ્ચે એક યોગ્ય પ્રમાણ સ્થાપિત કરવું જરૂરી હતું. પૂરી ૧૪મી સદીમાં અને ૧૫મી સદીના મોટા ભાગના સમયમાં એક એકર ચરિયાણ જમીન દીઠ, ૨, ૩, કે ૪ એકર સુધી ખેતીની જમીન રહ્યા કરતી હતી. ૧૬મી સદીના લગભગ મધ્યમાં આ પ્રમાણ બદલાઈને ૨ એકર ચરિયાણ જમીન દીઠ ૨ એકર ખેતીની જમીન જેટલું થઈ ગયું, અને તે પછી ૨ એકર ચરિયાણ જમીન દીઠ ૧ એકર ખેતીની જમીન જેટલું થઈ ગયું, અને આખરે ૩ એકર ચરિયાણ જમીન દીઠ ૧ એકર ખેતીની જમીનનું સમુચિત પ્રમાણ સધાઈ ગયું."

૧૯મી સદીમાં, એ વાત કોઈને યાદ પણ રહી નહિ કે ખેતમજૂરને કદી સામુદાયિક જમીન સાથે કોઈ સંબંધ હતો કે કેમ. તાજેતરના સમયની વા બાજુએ મૂકીએ તોપણ ૧૮૦૧થી ૧૮૩૧ સુધીના ગાળામાં જ સામૂહિ માલિકીની ૩૫૧૧૭૭૦ એકર જમીન ખેતમજૂર વસ્તી પાસેથી છીનવી લેવામ આવી અને સંસદીય ઉપાયોના આધારે જમીનદારો મારફતે જ જમીનદારો ભેટ આપી દેવામાં આવી, તેના વળતર રૂપે ખેતમજૂર વસ્તીને શું એક પા પણ મળી છે?

મોટા પાયા પર ખેતમજૂર વસ્તીની જમીનના અપહરણની અંતિમ ક્રિ જેને "જાગીરોને સાફ કરવા"ની એટલે કે તેમાંથી માણસોને સા કરી નાખવાની ક્રિયાનું નામ અપાયું છે તે એવી છે કે ઇંગ્લૅંડમાં જમીન અપહરણના જેટલા પ્રકારો પર આપણે હજી સુધી વિચાર કર્યો છે તે બધા જા કે આ "સફાઈ"ના રૂપમાં પરાકાષ્ઠાએ પહોંચી જાય છે.

પાછલા એક પ્રકરણમાં અમે વર્તમાન પરિસ્થિતિનું વર્ણન કરીને બતા હતું કે જ્યાં સાફ કરી નાખવાના સ્વતંત્ર ખેડૂતો બાકી રહ્યા જ હોય ઘરોની "સફાઈ" શરૂ થઈ જાય છે, જેથી ખેતમજૂરો જે જમીન ખેડતા અ વાવતા હોય ત્યાં તેમને પોતાને રહેવા માટે એક તસુ જમીન પણ ન મળે પરંતુ "જાગીરોની સફાઈ"નો અસલમાં યોગ્ય રૂપે શો અર્થ થાય છે? એ આપણને આધુનિક પ્રેમશૌર્યની આદર્શ ધરતીમાં જ, સ્કોટલૅંડના પર્વત પ્રદેશમાં જ, જોવા મળે છે. ત્યાં આ ક્રિયાની વિશેષતા એ છે કે તે ખૂબ સુવ્યવસ્થિત છે, એક ઝપાટે અમલમાં મુકાઈ જાય છે (આયર્લૅં જમીનદારોએ કેટકેટલાં ગામો એકીસાથે સાફ કરી નાખ્યાં છે, પણ સ્કોટલૅં તો મોટી મોટી જર્મન રિયાસતો જેવા વિશાળ તાલુકાઓને એક ઝપાટે કરી નાખવામાં આવે છે). અને અંતિમ વાત એ છે કે આવી રીતે હડપ લેવાયેલી જમીનો વિચિત્ર પ્રકારની સંપત્તિનું રૂપ ધારણ કરી લે છે.

સ્કોટલૅંડના પર્વતીય પ્રદેશમાં રહેનારા કેલ્ટ લોકો કબીલાઓમાં સંગઠિત થયેલા હતા. દરેક કબીલો તે જે જમીનમાં વસતો હોય તેનો માલિક હતો. કબીલાનો પ્રતિનિધિ, મુખી કે "મોટો માણસ", તો એ મિલકતનો માત્ર નામ પૂરતો જ માલિક ગણાતો, જેમ ઈંગ્લૅંડની રાણી, કહેવા ખાતર તો, રાષ્ટ્રની તમામ જમીનની માલિકી ધરાવે છે. જ્યારે અંગ્રેજ સરકાર આ "મોટા માણસો"ના કે અંદરોઅંદરના ઝઘડા દબાવી દેવામાં સફળ થઈ ગઈ અને સ્કોટલૅંડના મેદાનોવાળા ભાગો ઉપર આ "મોટા માણસો"ની સતત ચડાઈઓ પણ થંભાવી દેવામાં આવી ત્યારે આ કબીલાઓના મુખીઓએ પોતાનો જૂનો ડાકુગીરીનો તે સમયનો માનભર્યો ધંધો કંઈ છોડી ન દીધો પણ માત્ર તેનું રૂપ બદલી નાખ્યું. તેમને જે અધિકાર માત્ર નામનો જ મળ્યો હતો તેને તેમણે પોતે જ આપમરજીથી પોતાની મિલકતના અધિકારમાં ફેરવી નાખ્યો. અને જોકે તેમને કબીલાના માણસો સાથે જ ટક્કર લેવી પડી તોપણ તેમણે એ લોકોને જમીનો પરથી ભગાડી દેવાનો નિર્ણય કરી લીધો. પ્રોફેસર ન્યુમેને લખ્યું છે કે, "એ રીતે જોતાં તો ઈંગ્લૅંડનો રાજા એવો દાવો કરી શકે કે તેને પોતાની પ્રજાને સમુદ્રમાં ધકેલી દેવાનો અધિકાર છે."* સ્કોટલૅંડમાં આ ક્રાંતિ જેમ્સ બીજાના પુત્ર અને પૌત્રના સમર્થકોના અંતિમ વિદ્રોહ પછી[6] શરૂ થઈ હતી, અને તેના પ્રથમ તબક્કાઓને આપણે જેમ્સ સ્ટુઅર્ટ** અને જેમ્સ એન્ડરસનનાં***

---

* F. W. Newman, «*Lectures on Political Economy*». લંડન, ૧૮૫૧, પૃષ્ઠ ૧૩૨.

** સ્ટુઅર્ટ કહે છે: "જો તમે આ જમીનોના વિસ્તાર સાથે તેના મહેસૂલની સરખામણી કરો (અહીં તેણે મહેસૂલના નામથી જાણીતી આર્થિક [illegible]ામાં એ ખંડણીને પણ સામેલ ગણી છે કે જે કબીલાના લોકો પોતાના મુખીને આપતા હતા) તો દેખાશે કે પ્રમાણમાં મહેસૂલ બહુ જ ઓછી હતી. જો મહેસૂલની સરખામણી એવી રીતે કરશો કે એ ખેતરના આધારે કેટલા માણસોનું જીવન નભે છે તો દેખાશે કે કોઈ એક સારા ઉપજાઉ પ્રાંતની જાગીરના આધારે જેટલા લોકોનું પાલનપોષણ થતું હોય છે તેની સરખામણીમાં સ્કોટલૅંડના પર્વતીય પ્રદેશમાં તેટલી જ કિંમતની જાગીરના આધારે કદાચ દશ ગણા લોકોનું જીવન નભે છે." (James Steuart, «*An Inquiry into the Principles of Political Oeconomy*». લંડન, ૧૭૬૭, પૃષ્ઠ ૧૦૪.)

*** James Anderson, «*Observations on the means of exciting a Spirit of National Industry*», એડિનબર્ગ, ૧૭૭૭.

લખાણોમાંથી સમજી શકીએ છીએ. ૧૮મી સદીમાં પોતાની જમીનો પર
હઠાવી દેવાયેલા 'ગેલ' લોકોને દેશની બહાર જવાની પણ મનાઈ ફરમા
દેવામાં આવી હતી કે જેથી તેમની પાસે ગ્લાસગો કે બીજા ઔદ્યોગિક નગરો
જઈને રહેવા સિવાય બીજો કોઈ રસ્તો જ ન રહે* ૧૯મી સદીમાં કે
રીતો અજમાવવામાં આવતી હતી, તેનો એક જ દાખલો ટાંકવાનું, સાથરલે
ડેચેસે કરેલી "સફાઈ"નો ઉલ્લેખ કરવાનું બસ થઈ પડશે.** એ વ્યા

---

* ૧૮૬૦માં માલિકીહરણ જેમનું કરાયું હતું તેવા લોકોને બળજબરીપૂ
ખોટાં બહાના બતાવીને કેનેડા ધકેલી દેવાયા. કેટલાક પહાડોમાં નાસી ગ
અને કેટલાક બાજુના ટાપુઓમાં. પોલિસોએ તેમનો પીછો કર્યો. પોલીસ
સાથે ઝપાઝપીઓ થઈ અને આખરે તેઓ નાસી છૂટયા.

** ૧૮૧૪માં ઍડમ સ્મીથના ટીકાકાર બ્યુકેનેને લખ્યું છે કે "સ્કોટલૅ
પર્વતીય પ્રદેશમાં સંપત્તિની પ્રાચીન રૂઢિ ઉપર રોજ નવા પ્રહારો થઈ ર
છે... જમીનદાર વંશપરંપરાગત ચાલ્યા આવતા ગણોતિયાઓનો કોઈ
ખ્યાલ રાખ્યા વિના (અહીં આ કક્ષાનો ઉલ્લેખ લેખકે સરતચૂકથી કર્યો હોય
જણાય છે), પોતાની જમીન માત્ર એવા માણસને જ આપે છે કે જે સ
વધુ મહેસૂલ આપવા તૈયાર થાય. જો તેવો માણસ સુધારક હોય તો તુરત
પ્રકારની ખેતી શરૂ કરી દે છે. પહેલાં તો જમીનમાં નાના ગણોતિયાઓ અ
મજદૂરોની એક મોટી સંખ્યા પથરાયેલી પડી રહેતી હતી અને જમી
ઉત્પાદનના પ્રમાણમાં વસ્તીનું પ્રમાણ રહેતું હતું. પરંતુ સુધારેલી ખેતીની
વ્યવસ્થા તેમ જ વધેલી મહેસૂલને પરિણામે શક્ય તેટલા ઓછામાં ઓછા ખર્ચે
તેટલું વધુમાં વધુ ઉત્પાદન મેળવવામાં આવે છે, અને એ દૃષ્ટિકોણથી ન
સંખ્યા ઓછી કરવામાં આવતાં વસ્તી ઘટે છે, અને તે પણ જમીન કેટ
નભાવી શકશે એવી દૃષ્ટિએ કે હદે નહિ પરંતુ કેટલાને કામ આપી શકશે
ધોરણે. ... ત્યારે જે ગણોતિયાઓની હકાલપટ્ટી કરવામાં આવે છે તે ક
પડોશના વિસ્તારોમાં આજીવિકા શોધવા માંડે છે, વગેરે." (D
Buchanan, «Observations on etc. A Smith's Wealth of N
ons». એડિનબર્ગ ૧૮૧૪, પૃષ્ઠ ૧૪૪.)

"સ્કોટલૅંડ ધનિક લોકો ખેડૂતોના પરિવારોની સંપત્તિનું એવી રીતે અપ
કરતા હતા જાણે જંગલને સાફ કરી નખતા હોય! અને તેઓ ગામડાં તેમ
ત્યાં રહેનારાઓ સાથે એવું કરતા હતા કે જાણે જંગલી જાન

અર્થશાસ્ત્રમાં નિપુણ હતી તેથી પોતાની જાગીરની વ્યવસ્થા સંભાળવાની સાથે જ તેમાં તેણે એક મૌલિક સુધારણા કરવાનો નિશ્ચય કર્યો, અને પોતાના તાલુકામાંથી આવા પ્રકારની બીજી કાર્યવાહીઓના પરિણામે જે ૧૫૦૦૦ જેટલી વસ્તીનાં લગભગ ૩૦૦૦ કુટુંબોને રીતસર હાંકી કાઢવામાં આવ્યા હતા તેમનાં બધાં ગામોનો નાશ કરી દેવામાં આવ્યો કે તેમને જલાવી દેવામાં આવ્યાં અને તેમનાં તમામ ખેતરોને ચરિયાણ જમીનોમાં ફેરવી નાખવામાં આવ્યાં. તેમને હઠાવી દેવા માટે અંગ્રેજ સિપાહીઓ મોકલવામાં આવેલા, જેમની તે ગામોના રહીશો સાથે ઝપાઝપીઓ થઈ. એક ડોસીએ પોતાની ઝૂંપડીમાંથી નીકળવાનો ઇનકાર કરી દીધો. તેને ઝૂંપડી સહિત સળગાવી દઈને ભસ્મ કરી દેવામાં આવી, આ પ્રકારે આ સન્નારી ડચેસે ૭,૯૪,૦૦૦ એકર જમીન ઉપર કબજો જમાવી દીધો. એ જમીન ઉપર પુરાતન જમાનાથી કબીલાનો કબજો હતો. હાંકી કાઢવામાં આવેલા ગ્રામવાસીઓને તેણે સમુદ્રકિનારે એવી ૬૦૦૦ એકર જમીન કે જે અત્યાર સુધી પડતર પડી હતી તે આપી દીધી, બલકે દરેક કુટુંબ દીઠ ૨ એકર જમીન આપી, એ જમીન તેના માલિકોને કોઈ જ લાભ ન થાય તેવી હતી. પરંતુ ડચેસના મનમાં પોતાની પ્રજા માટે એકાએક એવી દયા ઊભરાઈ આવી કે એકર દીઠ ૨ શિલિંગ ૬ પેન્સના ભાવે એવા કબીલાવાળાઓને આપી જેમણે તેના કુટુંબ માટે પોતાનું લોહી વહાવ્યું હતું! કબીલાઓની ચોરી લીધેલી જમીનો તેણે ૨૯ મોટાં ઘેટાં-ઉછેર ખેતરોમાં વહેંચી નાખી, જેમાંથી દરેકમાં માત્ર એક જ કુટુંબ રહેતું હતું અને જેમાં મોટે ભાગે તો ઇંગ્લૅંડથી બોલાવવામાં આવેલા ખેતમજૂરોને જ વસાવવામાં આવતા હતા. ૧૮૩૫ની સાલ આવતાં

---

ાન થતા ઇન્ડિયનો વળતી હિંસાની ભાવનાથી અકળાઈને વાઘોથી ભરેલા લની બાબતમાં કરતા હોય... ઇન્સાનનું સાટું એક ઘેટાની ઊન કે મડદા કરી લેવામાં આવતું બલકે કોઈ વાર તો ઇન્સાનને તેનાથી પણ સસ્તો વામાં આવતો. અરે... સાચું પૂછો તો એ પેલા મુગલોના ઇરાદાઓથીયે વધુ ભયાનક છે કે જેમણે ચીનના ઉત્તરના પ્રાંતોમાં ઘૂસ્યા પછી પોતાની દ સમક્ષ એવી દરખાસ્ત રજૂ કરેલી કે ત્યાંના રહીશોને મારી નાખવા જમીનને ચરિયાણ જમીનમાં ફેરવી નાખવી. સ્કોટલૅંડના પર્વતીય પ્રદેશના ભાગના જમીનદારોએ ખુદ પોતાના જ દેશમાં પોતાના દેશવાસીઓનાં કાપીને આ યોજનાને અમલી બનાવી હતી." (George Ensor, «*An* *uiry concerning the Population of Nations*», લંડન, ૧૮૧૮.)

સુધીમાં તો ૧૫૦૦૦ કેલ્ટ સ્ત્રીપુરુષોનું સ્થાન ૧,૩૧ ૦૦૦ ઘેટાંઓએ લઈ લી હતું. આદિવાસીઓમાંથી બચી ગયેલા લોકો સમુદ્રને કિનારે ફેંકી દેવાયા હતા જ્યાં તે માછલીઓ પકડીને જીવતા રહેવાની કોશિશ કરતા હતા. એક અંગ્રે લેખકના શબ્દોમાં કહીએ તો આ લોકો જલ-સ્થલ-ચર બની ગયા હતા અ અર્ધા જમીન ઉપર અને અર્ધા પાણીમાં રહેતા હતા અને તોપણ બન્ને ઠેક અર્ધ-જીવિત સ્થિતિમાં જ રહી શકતા હતા.*

પરંતુ બહાદુર ગેલ લોકો કબીલાના મોટા માણસોને જે રોમાંચક બ પર્વતીય રીતે ભક્તિભાવે નીરખતા હતા તેની તેમને હજી વધુ કિંમત ચૂકવવી પડી. તેમની માછલીઓની સુગંધ એ મોટા માણસોના નાક સુ પહોંચી. તેમને તેમાં નફાની ગંધ આવી અને તેમણે સમુદ્રનો કિનારો લંડન માછલીઓના મોટા વેપારીઓને કોંટ્રાકટ પર આપી દીધો. બિચારા ગેલ લો બીજી વાર તેમનાં ઘરોમાંથી હાંકી કાઢવામાં આવ્યા.**

પરંતુ અંતે તો ઘેટાંની ચરિયાણ જમીનોનો એક હિસ્સો હરણોનાં વન ફેરવી નાખવામાં આવે છે. દરેક જણ જાણે છે કે ઇંગ્લૅંડમાં ક્યાંયે સારાં વનો ન મોટા માણસોના બગીચાનાં હરણો નમણાં અને ઘરેલુ જનાવરો છે. લંડ સુધરાઈ સભ્યો જેટલા જ જાડા. તેથી ઉમદા શોખનું છેલ્લું ઠેકાણું સ્કોટલૅંડ

---

*સથરલૅંડની હાલની ડચેસે «*Uncle Tom's Cabin*» ના પ્રખ્યાત પુસ્તકની લેખિકા બીચર સ્ટોઉને લંડનમાં એક શાનદાર મિજ આપી હતી, ખાસ કરીને તો અમેરિકન પ્રજાસત્તાકનાં હબસી ગુલામો પ્રત્યે હમ બતાવવા માટે. એ હમદર્દીને જે તે અને તેના સાથીદાર ઉમરાવો બહુ ડહ વાપરીને આંતરવિગ્રહ વખતે ભૂલી ગયેલ કારણ કે એ સમયે દરેક ઉમરાવ તો ગુલામોના માલિકોની હમદર્દીમાં ધબકતું હતું. મેં «*New-York Tribun* સથરલૅંડના ગુલામો બાબતની વિગતો આપી છે (જેમાંથી કેટલીક કેરીની 'ગુલામોનો વ્યાપાર'માંથી લીધેલી હતી). મારો લેખ એક સ્કોટ સમાચા પણ છાપ્યો હતો. તેના પરિણામે એ સમાચારપત્ર અને ડચેસના ખાંધિ વચ્ચે જોરદાર વાદવિવાદ પણ થયો હતો.

**માછલીઓના આ વેપારનું રોચક અને વિસ્તૃત વિવરણ મિ. ઉર્કહાર્ટના «*Portfolion. New Series*» નામના પુસ્તકમાં મળશે. નસ્સાઉ સીનિયરની 'સથરલૅંડશાયર'માં થયેલી આ કાર્યવાહીને માણસજાતની સ્મ સૌથી વધુ લાભદાયક "સફાઈ" કહેવામાં આવી છે.

૧૮૪૮માં સોમર્સે લખ્યું કે "સ્કોટલૅંડના પર્વતીય પ્રદેશમાં વનો બિલાડીના ટોપની જેમ ફૂટી નીકળે છે. અહીં ગૈકની એક તરફ ગ્લેનફેશીનું નવું વન છે તો ત્યાં બીજી બાજુ આર્ડવેરિકીનું નવું વન છે. તેની સીધી રેખામાં શ્યામ ગિરિ પણ છે. આ વિશાળ પડતર જમીન પણ હમણાં જ બનાવાઈ છે. પૂર્વથી પશ્ચિમ સુધી એબેરડીનની પાસે થઈને ઓબાનની ભેખડો સુધી, હવે વનોની એક અતૂટ હારમાળા નજરે ચડે છે. ઉપર પર્વતીય પ્રદેશના અન્ય ભાગોમાં લૌક અર્કેઈગ, ગ્લેનગાર્રી ગ્લેનમોરિસ્ટન વગેરેનાં નવાં વનો ખડાં થઈ ગયાં છે. જે ઊંડી ખીણોમાં ક્યારેક નાના ખેડૂતોની વસ્તી હતી તેમાં ઘેટાંઓને વસાવી દેવાયાં હતાં અને ખેડૂતો આજીવિકાની ખોજમાં વધુ ખરાબ અને ઓછી ઉપજાઉ જમીનોમાં ધકેલાઈ ગયા હતા. હવે ઘેટાંનું સ્થાન હરણો લઈ રહ્યાં હતાં. હરણો નાના ખેડૂતોનાં ઘરબાર પણ છીનવી લેતાં રહ્યાં છે. આ ખેડૂતોને તો હવે પહેલાં કરતાં પણ વધુ ખરાબ જમીનોમાં જઈને રહેવું પડશે અને પહેલાં કરતાં પણ વધુ ગરીબીની જિંદગી ગુજારવી પડશે. અને મનુષ્યોની વસ્તીનું સહઅસ્તિત્વ અશક્ય છે. બન્નેમાંથી કોઈ એકે તો હારી જવું જ પડે. પાછલાં પચીસ વર્ષમાં વનો સંખ્યા અને વિસ્તારમાં જે રીતે વધી રહ્યાં છે એ રીતે આવતાં પચીસ વર્ષ સુધી તેમને વધવા દો તો પૂરેપૂરી ગેલ જાતિ તેના પોતાના દેશમાંથી જ નિર્વાસિત બની જશે... પર્વતીય પ્રદેશના જમીનદારોમાંના કેટલાક માટે તો હરણોનાં વનો બનાવવાની ઇચ્છાએ મહત્ત્વાકાંક્ષાનું રૂપ ધારણ કરી લીધું છે... કેટલાક શિકારના શોખને કારણે આ કામ કરે છે... અને બીજા કે જે વધુ વ્યવહારુ લોકો છે તે માત્ર નફો કમાવાની દૃષ્ટિથી જ હરણોનો ધંધો કરે છે કારણ કે ઘણી ટેકરીઓને ઘેટાંઓની ચરિયાણ જમીન તરીકે કૉંટ્રાક્ટમાં આપવાને બદલે તેનો ઉપયોગ હરણોનાં વનો તરીકે કરવામાં માલિકોને વધુ લાભ રહે છે... શિકારને માટે હરણોનું વન ઇચ્છતો શિકારી તેને માટે કોઈ પણ રકમ આપવા તૈયાર રહે છે. પોતાની થેલીના કદ સિવાય તે આવી બાબતોમાં બીજી કોઈ જ બાબતનો વિચાર પણ કરતો નથી... પર્વતીય પ્રદેશના લોકો ઉપર જે મુસીબતો વરસાવવામાં આવી છે તે એવા લોકોની મુસીબતો કરતાં જરા પણ ઓછી નથી કે જેમના ઉપર એક પહાડ નોર્મન રાજાઓને કારણે તૂટી પડયો હતો. હરણોનાં નિવાસ સ્થાનોનો વિસ્તાર એકધારો વધતો જાય છે જ્યારે મનુષ્યોને વધુ ને વધુ સાંકડી ધરતીમાં ગોંધી દેવામાં

આવે છે... જનતાના એક પછી એક અધિકારોનો ખાતમો થઈ રહ્
છે... અત્યાચાર દિન-બ-દિન વધતા જ જાય છે... લોકોને તેમ
જમીનો પરથી હઠાવવા અને અહીંતહીં વિખેરી નાખવા, એ તો માલિ
માટે એક નિશ્ચિત સિદ્ધાંત અને ખેતીની અનિવાર્યતા બની ચૂકેલ છે
તેઓ ઈન્સાનોની વસ્તીની એવી રીતે સફાઈ કરે છે કે જેવી રીતે અમેરિ
કે ઓસ્ટ્રેલિયામાં પડતર જમીન પર ઊગેલાં ઝાડ કે ઝાડીઓને ઉખે
નાખવામાં આવે છે. અને આ કામ બહુ જ ખામોશીથી અને સ
પદ્ધતિથી કરવામાં આવે છે, વગેરે."*

---

* Robert Somers, «*Letters from the Highlands; or the Fam*
*of 1847*», લંડન, ૧૮૪૮. આ પત્રો શરૂઆતમાં 'ટાઈમ્સ'માં પ્રકટ થયા હ
૧૮૪૭માં ગેલ લોકોને જે દુષ્કાળની ભયંકરતામાંથી પસાર થવું પડયું હતું તેનું ક
અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ એવું બતાવેલું કે વસ્તી બહુ જ વધી ગઈ હ
એ ન માનો તોપણ ખાવાપીવાની વસ્તુઓના પ્રમાણની સરખામણીમાં વ
ચોક્કસ બહુ જ વધી ગઈ હતી. જર્મનીમાં "જાગીરોની સફાઈ" અથવા
ત્યાંની ભાષામાં «*Bauernlegen*» ખાસ પ્રકારે ત્રીસ વર્ષની લડાઈ
થઈ હતી, અને તેના પરિણામે ૧૭૯૦માં સેક્સનીમાં ખેડૂતોનાં બંડ પણ
હતાં. વિશેષ રૂપે આ પ્રકારની સફાઈ પૂર્વ જર્મનીમાં થઈ હતી. એ પ્રકિ
મોટા ભાગના વિસ્તારોમાં પહેલી જ વાર ફ્રેડરિક બીજાએ ખેડૂતોને મિ
રાખવાનો અધિકાર અપાવ્યો હતો. સાઈલિસિયા પર વિજય મેળવ્યા
તેણે જમીનદારોને એવી ફરજ પાડી કે ઘરો કોઠારો વગેરે ફરીથી બાંધી
અને ખેડૂતોને તેમનાં ઢોર અને ઓજાર પાછાં આપવાં. તેને પોતાની
માટે સિપાહીઓ અને ખજાના માટે કર ભરનારાઓની જરૂર હતી. બ
બાબતમાં તો જે કહેવાતી ખુશખુશાલ જિંદગી ખેડૂત ગુજારતો હતો તે ફ્રેડ
નાણાવ્યવસ્થા નિરંકુશ શાસન, અમલદારશાહી, તથા સામંતશાહીના
જેવું હતું, અને એ તેના પ્રશંસક મિરાબોના નીચે મુજબના શબ્દોમાં
દેખાય છે: "ઉત્તર જર્મનીમાં શણની ખેતી ખેડૂતને માટે ધનના મુખ્ય
કામ આપે છે. મનુષ્ય જાતિનું એ દુર્ભાગ્ય છે કે શણની ખેતી માત્ર ગ
દૂર રાખવાનું જ કામ કરી શકે છે કારણ કે તેને સુખ અને સમૃદ્ધિનું
ગણી શકાય તેમ નથી. સીધા કરવેરા, મહેનતાણા વગરની વેઠ, અને જાત

ગુલામી—એ બધું મળીને જર્મન ખેડૂતને બેહાલ? બનાવી દે છે. તેના સિવાય, તે જે કોઈ ચીજ ખરીદે છે ત્યારે તેને પરોક્ષ કરવેરા પણ ભરવા જ પડે છે. મુસીબત આવે છે ત્યારે એકલી નથી આવતી. વધુમાં, તે પોતાની પેદાશને જ્યાં ચાહે ત્યાં અને જે રીતે ચાહે તે રીતે વેચી શકતો નથી. પોતાની જરૂરતની ચીજો તે એવા વેપારીઓ પાસેથી નથી ખરીદી શકતો કે જે સૌથી ઓછા ભાવે આપવા તૈયાર હોય. આ તમામ કારણોસર ધીરે ધીરે તે પાયમાલ થતો જાય છે અને જો ચરખો તેને મદદરૂપ ન થતો હોત તો તે સીધા કરવેરા પણ ચૂકવી ન શકે તેવી તેની સ્થિતિ છે. ચરખો તેને તેની મુશ્કેલીઓ દૂર કરવામાં અમુક હદે મદદરૂપ બને છે કારણ કે તેનાથી તેની પત્નીને, તેનાં બાળકોને, તેના ખેતમજૂરોને, અને ખુદ તેને પોતાને પણ એક ઉપયોગી ધંધો મળી રહે છે. પરંતુ એ સહાયતા હોવા છતાં તેનું જીવન બહુ દયાજનક હોય છે. ઉનાળામાં તે બજરો ખેંચનારા ગુલામની જેમ કામ કરે છે અને જમીન પર ખેતી કરીને ફસલ કાપવાનું કામ કરે છે. રાતના નવ વાગ્યે તે સૂવા પામે છે અને સવારના બે વાગ્યે જાગે છે કારણ કે જો મોડો પડે તો દિવસનું કામ પૂરું થઈ શકતું નથી. તેને ઠંડીના દિવસોમાં લાંબાં સમય સુધી આરામ કરીને શક્તિ એકઠી કરી લેવી પડે છે, પરંતુ રાજ્યના કરવેરા ચૂકવવા માટે તેને નાણાની જરૂરત પડે છે, અને નાણું મેળવવા માટે તેને પોતાનું બધું અનાજ વેચી નાખવું પડે, અને તે પોતાનું બધું અનાજ વેચી નાખે તો તેની પાસે રોટલો ખાવા માટે તેમ જ નવી ખેતી માટે બિયારણ પણ બચે નહિ. એ ખામી દૂર કરવા માટે તેને કાંતણ અને વણાટનું કામ કરવું પડે... અને તેમાં ખૂબ મહેનત કરવી પડે. તેથી ખેડૂત ઠંડીના દિવસોમાં પણ અરધી રાતે અથવા તો એક વાગ્યે સૂવા પામે છે અને ૫ કે ૬ વાગ્યે ઊઠી જાય છે, અથવા રાતે ૯ વાગ્યે સૂઈ જાય છે અને સવારે ૨ વાગ્યે ઊઠીને કામે લાગી જાય છે. એટલું બધું કામ અને એટલી ઓછી ઊંઘ, માણસનું બધું જ હરી લે છે અને એ જ કારણથી શહેરોની સરખામણીમાં ગામડાંઓમાં લોકો બહુ જલદી ઘરડા થઈ જાય છે (મિરાબો. ગ્રંથ ૩, પૃ. ૨૧૨ અને તે પછીનાં પાનાં). બીજી આવૃત્તિની નોંધ: જે રચનાનું અવતરણ અહીં ઉપર લેવાયું છે તેના પ્રકાશનનાં અઢાર વર્ષો પછી એપ્રિલ ૧૮૬૬માં પ્રોફેસર લેઓન લેવીએ કલા સમાજ સમક્ષ, ઘેટાંઓની ચરિયાણ જમીનને હરણોનાં વનોમાં ફેરવી નાખવાની બાબતમાં એક પ્રવચન કર્યું હતું, જેમાં તેણે બતાવ્યું હતું કે સ્કોટલૅંડના પર્વતીય પ્રદેશને કેવી રીતે

ઉજ્જડ બનાવી દેવામાં આવ્યો હતો. અન્ય વાતો ઉપરાંત તેણે એ એમ પ કહ્યું હતું કે "વસ્તીઓનો ખાતમો કરી નાખીને વિસ્તારને ઘેટાંઓની ચરિયા જમીનમાં ફેરવી નાખવાનું કૃત્ય કોઈ પણ ખર્ચ કર્યા વિના આવક મેળવવાન સૌથી સગવડભર્યા ઉપાય જેવું હતું... પર્વતીય પ્રદેશમાં સામાન્ય રીતે ઘેટાં ચરિયાણ જમીનોનું સ્થાન હરણોનાં વનોએ લઈ લીધું હતું. જે રીતે એક સમ જમીનદારોએ માણસોને તેમની પોતાની જાગીરો પરથી હઠાવીને બહાર ફેં દીધા હતા, એવી જ રીતે હવે તે લોકોએ ઘેટાંઓને હઠાવીને બહાર ફેંકી દી અને પોતાની જમીનો ઉપર નવા ભાડૂતોને—જંગલી જનાવરો અ પંખીઓને—વસાવી દીધા. ફોર્ફારશાયરમાં ડેલહાઉસીની જાગીરોથી જોન ઓગ્રોટ સુધી ચાલતા જાઓ તોયે ક્યાંયે વનોમાંથી જંગલોથી બહાર નીકળવું નહિ પ તેમાંનાં ઘણાં વનોમાં, શિયાળ, જંગલી બિલાડાં સસલાં, સાધારણ નોળિયા શિકારી નોળિયા, માંસાહારી નોળિયા અને પહાડી સસલાં ખૂબખૂબ પ્રમાણ મળે છે, અને સસલાં ખિસકોલી, અને ઉંદર તો આખરે શહેરોમાંયે પહોં ગયેલ છે. આ રીતે આંકડાઓમાં સ્કોટલૅંડના વર્ણનમાં જે જમીનને બહુ ઊંચા પ્રકારની ચરિયાણ જમીન તરીકે વર્ણવવામાં આવેલ છે તેના વિશા હિસ્સાઓમાં હવે કોઈ પણ પ્રકારની ખેતી કે સુધારો શક્ય નથી અને હવે વર્ષમાં માત્ર કેટલાક દિવસ જ અમુક વ્યક્તિઓને શિકાર ખેલવા માટે ખપ આવે છે."

લંડનનું 'ઈકોનોમિસ્ટ' ૧૮૬૬ના જૂનની બીજી તારીખે લખે છે કે "ગ અઠવાડિયાના એક સ્કોટ અખબારમાં જે સમાચારો છપાયા છે તેમાં એક ખ આ મુજબ છે: ઘેટાંના એક સર્વોત્તમ ખેતર કે જેના માટે હજી હમણાં જ ૧૨૦ પાઉંડ વાર્ષિક મહેસૂલ આપવાની દરખાસ્ત આવી હતી તેને ચાલુ પટ્ટાનો સમ પૂરો થતાં હરણોના વનમાં પલટાવી નાખવામાં આવશે. અહીં આપ સામંતવાદની આધુનિક પ્રવૃત્તિઓને કામ કરતી જોઈ શકીએ છીએ... આજે પણ લગભગ નૉર્મન વિજેતાના સમયની જેમ જ કામ કરી રહેલ છે... તે સમયે નવું વન બનાવવા માટે છત્રીસ ગામો બરબાદ કરી નાખવામાં આ હતાં... વીસ લાખ એકર જમીન... જેમાં સૌથી વધુ ઉપજાઉ વિસ્તારો સાં હતા... તેને તદ્દન વેરાન બનાવી દેવામાં આવી. ગ્લેન ટીલ્ટનું કુદરતી ઘ પેર્થ તાલુકાનું સૌથી વધુ પૌષ્ટિક ઘાસ ગણાતું હતું. હરણોનું વન કોઈ સ બાદેનોકના વિસ્તૃત જિલ્લામાં સૌથી વધારે સરસ ચરિયાણ જમીન ગણ

ચર્ચની સંપત્તિની લૂંટ, રાજ્યના વિસ્તારો ઉપર દગાખોરીથી કબજા જમાવવા, સામૂહિક જમીનના સંબંધમાં ડાકુગીરી, સામંતી તેમ જ કબીલાઓની સંપત્તિનું અપહરણ, અને આતંકવાદી પ્રકારોનો નિરંકુશ ઉપયોગ કરીને, તેને આધુનિક પદ્ધતિથી પોતાની સંપત્તિમાં ફેરવી નાખવાનું, એ બધા એવા સુંદર પ્રકારો છે કે જેના આધારે આદિ સંચય થયેલ. આ પ્રકારોને આધારે મૂડીવાદી ખેતીને માટે મેદાન સાફ કરવામાં આવ્યું, જમીનને મૂડીનું અવિભાજ્ય અંગ બનાવી દેવામાં આવી, અને શહેરી ઉદ્યોગો માટે "મુક્ત" કહેવાતા અને ગેરકાયદેસર જાહેર કરવામાં આવેલા સર્વહારા વર્ગનો જરૂરી પુરવઠો પેદા કરવામાં આવ્યો. "મુક્ત" દેશનિકાલ થયેલા સર્વહારા વર્ગને જન્માવવામાં આવ્યો,

## માલિકીહરણના ભોગ બનેલાઓની વિરુદ્ધ પંદરમી સદીના અંતથી ખૂનખાર કાનૂનો

### સંસદના કાયદાઓ મારફત રોજીમાં બળજબરીથી ઘટાડા

સામંતશાહી રસાલાની ટોળકીઓને તોડીને તેમ જ જમીનો પરથી બળજબરીપૂર્વક માલિકીહરણ કરવાથી જે સર્વહારા વર્ગ સર્જાયો, એ આ "મુક્ત" સર્વહારા વર્ગ વિશ્વ ઉપર જેટલી ઝડપથી ફેંકાતો હતો તેટલી ઝડપે ઊગતું કારખાના ઉત્પાદન તેને સમાવી લઈ શકે તેમ નહોતું. જ્યારે બીજી બાજુએ

---

શ્યામ ગિરિ વનનો એક ભાગ કાળાં મોઢાવાળાં ઘેટાંઓને માટે સ્કોટલૅંડમાં સૌથી સારી ચરિયાણ જમીન ગણાતો.

માત્ર શિકાર ખેલવા માટે જ કેટલો બધો વિસ્તાર ઉજ્જડ બનાવી દેવામાં આવ્યો છે, તેનો કંઈક ખ્યાલ એ વાત પરથી આવી શકે છે કે સ્કોટલૅંડમાં એ વિસ્તાર આખા પેર્થ તાલુકાથી મોટો છે. બેન આઉલ્ડેર વનની સંપદા થોડોક ખ્યાલ આપશે કે એ વિસ્તારને બળજબરીથી ઉજ્જડ બનાવી દેવાથી કેટલું ભારે નુકસાન થયું હતું. આ વનની જમીન ઉપર ૧૫૦૦૦ ઘેટાંને ચરાવી શકાય તેમ હતું, અને તે સ્કોટલૅંડની પુરાણી વનભૂમિના ૩૦મા હિસ્સાથી વધુ હોતી એટલે તે કદાચ... વગેરે... એ બધી વનભૂમિ તદ્દન બિનઉપજાઉ પડી છે... જર્મન મહાસાગરના પાણીમાં ડૂબી ગઈ હોત તોયે હાલત એકસરખી જ હોત... આ પ્રકારના બનાવટી વેરાન વિસ્તારો અને રણોના ફેલાવાને સંસદની નિર્ણાયક દખલગીરીના આધારે અટકાવી દેવો જોઈએ."

પોતાની પરંપરાગત જીવનપદ્ધતિમાંથી ઓચિંતા બહાર ખેંચાઈ ગયેલા એ
ઈન્સાનો નવી પરિસ્થિતિને એકદમ અપનાવી શકતા નહોતા. તેઓ બધા અમુક
અંશે મનોવૃત્તિને કારણે પણ મોટે ભાગે તો સંજોગોના દબાણને લીધે ટોળાબંધ
રીતે ભિખારીઓ, લૂંટારાઓ, રખડુઓ બની ગયા. તેથી પંદરમી સદીના
અંતના સમયમાં અને આખીયે ૧૬મી સદી દરમિયાન સમસ્ત યુરોપમાં
રખડુપણાને રોકવા માટે બેહદ ક્રૂર કાયદાઓ ઘડાયા હતા. આજના કામદાર
વર્ગના વડીલોને એ કારણે દંડ દેવામાં આવતો હતો કે તેમને કોઈએ
જબરજસ્તીપૂર્વક ભિખારી કે રખડુ બનાવી દીધા હતા. કાયદામાં તેમને
"સ્વેચ્છાપૂર્વકના" ગુનેગારો ગણવામાં આવ્યા અને તેમાં એવું માની લેવામાં
આવ્યું હતું કે જૂની પરિસ્થિતિ કે જે અદૃશ્ય થઈ ગઈ હતી તે મુજબ કામ
કરવાનું ચાલુ રાખવાનું જાણે કે તેમની પોતાની મરજીની બાબત હોય.

ઈંગ્લૅંડમાં આ કાયદાનો અમલ હેનરી સાતમાના રાજ્યકાળ દરમિયાન
શરૂ થયો.

હેનરી આઠમાના રાજ્યકાળમાં ૧૫૩૦માં એક કાયદો બનાવવામાં આવ્યો.
એ કાયદા પ્રમાણે એવા ભિખારીઓ કે જે બુઢ્ઢા થઈ ગયા હોય અને કામ
કરવા માટે સશક્ત ન રહ્યા હોય તેમને ભીખ માગવાનો પરવાનો મળી જતો
હતો. બીજી બાજુથી હટ્ટા-કટ્ટા રખડુઓને ચાબુકો મારવામાં આવતા હતા અને
જેલોમાં ધકેલી દેવામાં આવતા હતા. કાયદા મુજબ આવા લોકોને ગાડી
પાછળ બાંધીને એટલા સખત ચાબુક મારવામાં આવતા કે કાયામાંથી લોહીની
ધારાઓ વહેવા લાગે, અને પછી પાછા વતનમાં અથવા છેલ્લાં ત્રણ વરસ
ગુજાર્યાં હોય ત્યાં જઈને કામે લાગી જવાના સોગન લેવડાવવામાં આવતા.
પણ કેવી ભયાનક વિડંબના હતી!!! હેનરી આઠમાના રાજ્યકાળના ર૭
વર્ષમાં એક ફરમાનથી આ કાયદો ફરીથી લાગુ કરાયો પણ આ વખતે
નવી કલમો ઉમેરીને તેને વધુ સખત બનાવાયો. નવા કાયદા મુજબ જો
માણસ ફરી વાર પકડાય તો ફરી વાર ચાબુક ફટકારવામાં આવતા અને
કાન કાપી નાખવામાં આવતો, અને ત્રીજી વાર પકડાય તો તેને સમાજનો
એક રીઢો અને પાકો ગુનેગાર કે દુશ્મન ગણીને મોતની સજા કરી શકાતી.

એડવર્ડ છઠ્ઠાના રાજ્યકાળના પ્રથમ વર્ષ—૧૫૪૭—માં એક કાયદો
બનાવવામાં આવ્યો, તે મુજબ, કામ કરવાનો ઈનકાર કરનારા કોઈ
માણસને તેની વિરુદ્ધ એદીપણાની ફરિયાદ કરનારા માણસની ગુલામીમાં જવું
જવું પડતું, માલિક તરફથી તેને ખોરાકમાં રોટી અને પાણી તેમ જ પા

સેરવો અને ઠીક લાગે એવું બચ્યુંખચ્યું માંસ આપવાની જોગવાઈ હતી. તે ગુલામ પાસેથી કોઈ પણ પ્રકારનું કામ લઈ શકતો હતો, પછી ભલે એ કામ ગમે તેટલું હલકું હોય, અને કામ કરાવવા માટે તે ચાબુકો અને સાંકળોનો ઉપયોગ પણ કરી શકતો હતો. જો ગુલામ કામ પરથી ૧૪ દિવસ ગેરહાજર રહેતો તો તેને જીવનભરની ગુલામીની સજા કરી શકાતી હતી અને તેના કપાળમાં કે ગાલે ડામ દઈને S અક્ષરની ગુલામીની છાપ પાડી દેવામાં આવતી. જો તે ત્રીજી વાર કામ પરથી ભાગી જતો તો તેને ઘોર અપરાધી જાહેર કરીને મોતની સજા કરવામાં આવતી. માલિક પોતાની કોઈ પણ બીજી મિલકત અથવા તો પશુની જેમ ગુલામને વેચી દઈ શકતો હતો, વારસામાં આપી શકતો, અથવા ભાડે પણ આપી શકતો. જો ગુલામો પોતાના માલિકોની સામે કંઈ કરવાની કોશિશ કરતા તો તેમને મોતની સજા કરી શકાતી હતી. સ્થાનિક કક્ષાના મેજિસ્ટ્રેટો ખબર પડતાં જ તેમને પકડી મંગાવતા હતા. જો એમ જણાતું કે કોઈ રખડુ માણસ ત્રણ દિવસથી કંઈ જ કામ કરતો નથી તો તેને તેના વતનમાં લઈ જવામાં આવતો અને લોઢું તપાવીને તેની છાતી ઉપર રખડુપણાનું V અક્ષરનું નિશાન જિંદગીભર માટે લગાડી દેવામાં આવતું અને પછી તેને સાંકળો વડે બાંધીને તેની પાસેથી સડક બાંધવાનું કામ કરાવવામાં આવતું અથવા તો બીજું કોઈ પણ કામ લેવામાં આવતું. જો રખડુ માણસ ખોટું વતન બતાવે તો તેણે તે સ્થાને ત્યાંના રહીશોની અથવા તો ત્યાંના કૉર્પોરેશનની ગુલામી કરવી પડતી અને S અક્ષરનો ડામ ખાવો પડતો. તમામ લોકોને રખડુઓનાં બાળકોને કબજે કરીને શિખાઉ માણસો તરીકે કામે લગાડવાનો અધિકાર હતો. તેમાં ૨૪ વરસ સુધીના જુવાનોને અને ૨૦ વરસ સુધીની બાળાઓને પકડી શકાતી. તેઓ ભાગી જાય તો તેમને એટલી ઉંમર સુધી માલિકોના ગુલામો તરીકે રહેવું પડતું, માલિકો મરજી થાય તો તેમને જંજીરોમાં જકડી શકતા, ચાબખા ફટકારી શકતા, વગેરે. દરેક માલિક તેના ગુલામના ગળામાં, કાંડાંમાં, કે પગમાં લોઢાના કડાં પહેરાવી દઈ શકતો કે જેથી તે ભાગી જઈ શકે નહિ અને તે સહેલાઈથી ઓળખાઈ જાય.* આ કાયદાના છેલ્લા ભાગમાં એવી જોગવાઈ હતી કે ગરીબ લોકોને

* «*An Essay on Trade and Commerce*» ના લેખકે કહ્યું છે કે "એડવર્ડ છઠ્ઠાના રાજ્યકાળમાં અંગ્રેજ લોકો ખરેખર પૂરી ગંભીરતાથી ઉદ્યોગોને પ્રોત્સાહન દેવા અને ગરીબો પાસેથી કામ લેવા માંડયા હતા. તેની સાબિતી તરીકે એક ઉલ્લેખનીય કાયદો છે કે જેમાં તમામ રખડુઓને ડામ વડે નિશાન કરવાની જોગવાઈ હતી." લંડન, ૧૭૭૦, પૃષ્ઠ ૫.

ખાવાપીવાનું અને કામ આપવા તૈયાર હોય એવું કોઈ પણ સ્થળ અથવા લોકો તેમને નોકરીએ રાખી શકે. આ પ્રકારના તાલુકા-ગુલામો "પગી"ના નામે ઈંગ્લૅંડમાં ૧૯મી સદીમાં ઘણા સમય સુધી ચાલુ રહ્યા હતા.

એલિઝાબેથના રાજ્યકાળમાં ૧૫૭૨માં એક કાયદો બનાવવામાં આવ્યો તે મુજબ ૧૪ વર્ષથી વધુ ઉંમરના આવા ભિખારીઓને કે જેમની પાસે પરવાનો ન હોય તેમને બહુ જ ખરાબ રીતે ચાબુક મારવામાં આવતા અને તેમના ડાબા કાન પર આગથી નિશાન કરી દેવામાં આવતાં. આ દંડમાંથી તે માત્ર એ શરતે જ છૂટી શકતો કે કોઈ બીજો માણસ તેને બે વર્ષ માટે નોકર રાખવા માટે તૈયાર થઈ જાય. તે બીજી વાર પકડાઈ જાય, તેની ઉંમર ૧૮ વર્ષથી વધુ હોય અને કોઈ પણ માણસ તેને બે વર્ષ માટે નોકરીએ રાખવા તૈયાર ન થાય તો તેને મોતની સજા કરવામાં આવતી. અને ત્રીજી વાર પકડાય તો તેને કોઈ પણ પ્રકારે ઘોર અપરાધી જાહેર કરીને મારી નાખવામાં જ આવતો. આવા પ્રકારના કેટલાક બીજા કાયદાઓ પણ બનાવવામાં આવ્યા હતા, જેવા કે એલિઝાબેથના રાજ્યકાળના ૧૮મા વર્ષનો કાનૂન (તેની ૧૩મી કલમ) અને ૧૫૯૭નો કાયદો.*

---

*થોમસ મોરે પોતાના પુસ્તક «Utopia»માં લખ્યું છે: "આ રીતે એ દેખાય છે કે કોઈ લાલચી કે લબાડ માણસ, જેના લોભની કોઈ સીમા જ હોતી નથી અને જે પોતાની માતૃભૂમિ માટે શાપ સમાન હોય છે, તેવો માણસ કોઈ એક હજાર એકર જમીનને એક વાડાની અંદર ઘેરી લે છે, ત્યાં રહેતા ખેડૂતોને તેમની જમીનો ઉપરથી હાંકી કાઢે છે અને કાં તો કોઈ દગાથી છળકપટથી અથવા તો જબરજસ્તી કે અત્યાચાર કરીને તેમની જમીનોથી અળગા કરી દે છે અથવા ગેરઈનસાફ તથા નુકસાનથી તેઓ બેહદ ફિકરમાં પડી જઈ પોતાનું સર્વસ્વ વેચી દે છે. એ પ્રકારે કોઈને કોઈ યુક્તિ કરીને, કોઈને કો પ્રકારની હેરફેરીથી આ ગરીબ, લાચાર, અભાગિયા માણસોને, એ માટે મજબૂર કરી જ દેવામાં આવે છે કે તમામ સ્ત્રીપુરુષ, પતિપત્નીઓ, અનાથ બાળકો, વિધવાઓ અને પોતાના ખોળામાં બાળકો ઉપાડીને ચાલતી દુખિયારી માતાઓ અને તેમના આખાંને આખાં કુટુંબો—જેની હેસિયત ખૂબ જ ઓછી પ સંખ્યા બહુ જ મોટી હોય છે (કેમ કે ખેતીમાં બહુ જ મોટી સંખ્યામાં કા કરનારાઓની જરૂરત પડતી હોય છે)—એ બધા જ લોકો પોતાનાં ઘરબ છોડીને ભાગી છૂટે છે. હું કહું છું કે આ બિચારા લોકો પોતે જેનાથી ટેવાયે

જેમ્સ પહેલાના રાજ્યકાળમાં ભટકતા અને ભીખ માગતા કોઈ પણ માણસને "મવાલી" અને "રખડુ" જાહેર કરી દેવામાં આવતો. સ્થાનિક મેજિસ્ટ્રેટોને અધિકાર આપી દેવામાં આવ્યો હતો કે એવા માણસોને જાહેર રીતે ચાબુકો

---

હોય એ ઘરો છોડી દીધા પછી હમેશાં અહીંતહીં ભટકતા જ રહે છે, તેમને થાક ખાવાનું કોઈ ઠેકાણું મળતું નથી. તેમના ઘરના બધા જ સામાનની કિંમત પણ બહુ ઓછી તો હોય જ છે, તેમ છતાં વાજબી કિંમતે વેચી તો શકાય પરંતુ એકાએક તેમને ઉઠાવીને ઘરની બહાર ફેંકી દેવાતાં, તેમને લાચારીથી તે પાણીની કિંમતે વેચી નાખવો પડે છે. અને એ રીતે તેમને જે થોડાઘણા પૈસા મળે તે અહીંતહીં ભટકતાં ભટકતાં ખર્ચાઈ જાય ત્યારે તેઓ ચોરી સિવાય બીજું શું કરી શકે, એટલે (?!) કાયદા પ્રમાણે ફાંસીએ લટકાવી દેવામાં આવે, અથવા તેઓ ભટકતા ભીખ માગતા રહે. પરંતુ એવી હાલતમાં પણ તેમને રખડુ તરીકે જેલભેગા કરી દઈ શકાય છે કારણ કે તે અહીંતહીં રખડે છે અને કંઈ કામ નથી કરતા. જ્યારે સાચી વાત તો એ છે કે કામ મેળવવા માટે તે ગમે તેટલા કરગરે, પણ તેમને કોઈ માણસ કંઈ જ કામ દેતું નથી". આવી રીતે ફેંકી દેવાયેલા ગરીબ માણસોમાંથી—જેમને અહીં થોમસ મોરના જણાવવા પ્રમાણે ચોરી કરવી પડતી હતી—હેનરી આઠમાના રાજ્યકાળમાં "૭૨૦૦૦ નાનામોટા ચોરોને જાનથી મારી નાખવામાં આવ્યા હતા". (Holinshed, «*Description of England*», ગ્રંથ ૧, પૃષ્ઠ ૧૮૬.) એલિઝાબેથના રાજ્યકાળમાં "એવા રખડુઓને કતારબંધ ગોઠવીને ફાંસીએ લટકાવી દેવામાં આવતા હતા, અને સામાન્ય ધોરણે કોઈ વર્ષ એવું વીતતું નહોતું કે જ્યારે ત્રણ સોથી ચાર સો માણસોને ફાંસીએ ચડાવી દેવામાં ન આવતા હોય. (Strype, «*Annals of the Reformation and Establishment of Religion and other Various Occurences in the Church of England during Queen Elizabeth's Happy Reign*», બીજી આવૃત્તિ, ગ્રંથ ૨, ૧૭૨૫.) આ પુસ્તકમાં લેખકના કથન મુજબ સોમરસેટશાયરમાં એક વર્ષમાં જ ૪૦ માણસોને ફાંસી દેવાઈ, ૩૫ ડાકુઓના હાથ બાળી નાખવામાં આવ્યા, ૩૭ને ચાબુકો ફટકારાયા, ૧૮૩ને પાકા રખડુઓ જાહેર કરીને છોડી દેવામાં આવ્યા. તોપણ એ લેખકનો મત છે કે કેદીઓની આ મોટી સંખ્યા ખરેખરા અપરાધીઓની સંખ્યાના પાંચમા ભાગ જેટલી પણ નહોતી કારણ કે મેજિસ્ટ્રેટો આવા મામલામાં બહુ જ બેદરકારી દાખવતા અને આ અપરાધીઓ પ્રત્યે ઘણા લોકો દયા પણ દેખાડતા હતા;

ફટકારે અને પહેલા ગુના માટે છ મહીના અને બીજા અપરાધ માટે બે વર્ષ સુધી જેલમાં મોકલી દે. સ્થાનિક મેજિસ્ટ્રેટો તેમને જેલમાં જ્યારે ઈચ્છે ત્યારે અને જેટલી હદ સુધી ઈચ્છે એટલી હદ સુધી ચાબુકો ફટકારાવી શકતા હતા... જે બદમાશ વધુ ખતરનાક જણાય અથવા તો જેના સુધરવાની કોઈ આશા જ ન જણાય, તેના ડાબા ખભા ઉપર ડામ મારીને R અક્ષરની છાપ પાડી દેવામાં આવતી, તેને સખત કામમાં જોતરવામાં આવતો, અને જો તે પછી પણ ભીખ માગતો પકડાઈ જાય તો તેને જરાય દયા વગર મોતની સજા કરવામાં આવતી. આ કાયદાઓ ૧૮મી સદીની શરૂઆત સુધી અમલમાં રહ્યા હતા અને છે[ક] રાણી એનના રાજ્યકાળના ૧૨મા વર્ષમાં ફરમાન વડે રદ થયા હતા.

ફ્રાંસમાં પણ આવા પ્રકારના કાયદાઓ બનાવવામાં આવ્યા હતા. ત્યાં ૧૭મી સદીના મધ્યમાં પેરિસમાં "રખડુઓનું રાજ્ય" રચવામાં આવેલ. લુ[ઈ] ૧૬માનો રાજ્યકાળ શરૂ થયો ત્યારે (૧૩ જુલાઈ, ૧૭૭૭થી) એવો કાયદો બનાવી દેવામાં આવ્યો કે ૧૬થી ૬૦ વર્ષનો પ્રત્યેક તંદુરસ્ત માણસ કે જેની પાસે જીવન-નિર્વાહનું કોઈ સાધન ન હોય અને જે કોઈ ધંધો ન કરતો હો[ય] તેને જીવનભરની સખત મજૂરીની કેદની સજા કરવામાં આવતી. ચાર્લ્[સ] પાંચમાએ નેધરલૅન્ડ માટે ઘડેલા કાયદા (ઑક્ટોબર, ૧૫૩૭માં) પણ એવા જ છે, હોલૅંડનાં રાજ્યો અને નગરોનો પહેલો આદેશ (૧૯ માર્ચ, ૧૬૧૪) અ[ને] સંયુક્ત પ્રદેશોના 'પ્લાકાટ' (૨૫ જૂન, ૧૬૪૯).

આમ ખેતી કરનારા લોકોનું સૌથી પહેલાં તો જમીનના સંબંધ[માં] બળજબરીથી માલિકીહરણ કરવામાં આવ્યું, પછી તેમને તેમનાં ઘરોમાંથી હાં[કી] કાઢવામાં આવ્યા, રખડુ બનાવી દેવામાં આવ્યા, અને તે પછી તેમના પ[ર] લાદેલા ક્રૂર અને ભયાનક કાયદાઓનો ઉપયોગ કરીને ચાબુકો ફટકારવામાં આવ્યા, ધગધગતા લોઢાથી ડામ દેવામાં આવ્યા, જાતજાતની યાતનાઓ દેવામાં આવી અને એ રીતે તેમને રોજીની પદ્ધતિ માટે જરૂરી શિસ્તમાં જકડી લેવામાં આવ્યા.

માત્ર એટલું જ પૂરતું નથી કે સમાજના એક છેડે શ્રમની શરતોનો રા[શિ] મૂડીના ઘાટમાં કેંદ્રિત કરવામાં આવે અને બીજી બાજુએ એવા ઈન્સાનો[ની] વિશાળ સંખ્યા એકઠી થાય છે કે જેની પાસે પોતાની શ્રમ-શક્તિ સિવાય બી[જું] કંઈ જ વેચવાનું હોતું નથી. વળી એટલું પૂરતું નથી કે તેમને એ શ્રમ-શ[ક્તિ]

---

અને ઇંગ્લૅંડના અન્ય વિસ્તારોમાં કંઈ હાલત સોમરસેટશાયર કરતાં બહે[તર] નહોતી જ બલકે કેટલાક ઠેકાણે તો હાલત એથી પણ વધુ ખરાબ હતી.

મરજિયાત વેચવી પડે છે. મૂડીવાદી ઉત્પાદનની પ્રગતિ એક એવા કામદાર વર્ગનો વિકાસ કરે છે કે જે પોતાનું શિક્ષણ, પરંપરા અને આદતને કારણે ઉત્પાદનની આ પદ્ધતિની જરૂરતોને કુદરતના સ્વયંસ્પષ્ટ નિયમો જેવા નિયમો તરીકે માનવા માંડે છે. જ્યારે મૂડીવાદી ઉત્પાદન પ્રક્રિયાનું સંગઠન એક વાર સંપૂર્ણ રીતે વિકસિત થઈ જાય છે ત્યારે તે તમામ પ્રતિકારને ખતમ કરી નાખે છે. સતત સાપેક્ષ રીતે વધારાની વસ્તીનું પેદા થવું, એ શ્રમની માંગ અને પુરવઠાના નિયમને જાળવી રાખે છે અને તેથી રોજીઓને એવા ચીલામાં રાખે છે કે જે મૂડીની જરૂરતને જ અનુકૂળ હોય. આર્થિક સંબંધોનું નિષ્પ્રાણ ફરજિયાતપણું કામદારની મૂડીદારો પ્રત્યેની તાબેદારીને પરિપૂર્ણ કરી દે છે. આર્થિક પરિસ્થિતિઓની બહાર સીધો જ બળનો ઉપયોગ પણ અલબત્ત હજીયે કરાય છે, પરંતુ તે અપવાદ રૂપે જ બને છે. સાધારણ રીતે તો કામદારને "ઉત્પાદનના કુદરતી નિયમો"ને વશ છોડી દેવામાં આવે છે એટલે કે તેને મૂડીના આધાર પર છોડી દેવામાં આવે છે. એ એક એવો આધાર છે કે જે ઉત્પાદનની પરિસ્થિતિની જ પેદાશ છે અને એ પરિસ્થિતિમાંથી જ કાયમની બાંયધરી પામે છે. પરંતુ મૂડીવાદી ઉત્પાદનના ઐતિહાસિક ઉદ્ભવ દરમિયાન એથી નિરાળું બને છે. મૂડીદાર વર્ગ પોતાના ઉદયના સમયે રાજ્યની સત્તા રોજીનું નિયમન કરવા માટે એટલે કે તેને વધારાનું મૂલ્ય પેદા કરવાની માફક મર્યાદાઓમાં બળજબરીથી રાખવા માટે, કામદિનને લાંબો કરવા માટે, અને ખુદ કામદારને ધોરણસર પ્રમાણની પરાધીનતામાં રાખવા માટે ઇચ્છતો અને વાપરતો હોય છે. કહેવાતા આદિ સંચયનું આ એક આવશ્યક તત્ત્વ છે.

૧૪મી સદીના ઉત્તરાર્ધમાં રોજી-કામદારોના જે વર્ગનો જન્મ થયો હતો તે એ સમયે તેમ જ આગલી સદીમાં પણ વસ્તીનો એક બહુ જ નાનો ભાગ હતો. ગામડાંઓમાં જમીનોના માલિક એવા સ્વતંત્ર ખેડૂતોને કારણે અને શહેરોમાં કસબી સંઘોને કારણે એ પૂરેપૂરી રીતે સુરક્ષિત હતા. ગામડાંઓ અને શહેરોમાં સામાજિક દૃષ્ટિએ માલિક અને કામદારના દરજ્જામાં કોઈ વિશેષ તફાવત નહોતા. મૂડીના સંબંધે શ્રમની તાબેદારી માત્ર ઔપચારિક સ્વરૂપની જ હતી—એટલે કે ખુદ મૂડીવાદી પદ્ધતિએ પણ હજી કોઈ વિશેષ મૂડીવાદી રૂપ ધારણ કર્યું નહોતું. સ્થિર મૂડીની સરખામણીમાં અસ્થિર મૂડીનું પલ્લું બહુ ભારે હતું. તેથી મૂડીના દરેક સંચયની સાથે જ કામદારોની માંગ ઝડપથી વધતી જતી હતી જ્યારે તેનો પુરવઠો ધીમે ધીમે વધતો હતો. રાષ્ટ્રીય પેદાશનો

બહુ મોટો ભાગ કે જે આગળ જતાં મૂડીવાદી સંચયમાં ફેરવાઈ ગયો તે એ સમયે તો હજી કામદારના વપરાશ-ભંડોળમાં સામેલ થઈ જતો હતો.

ઇંગ્લૅંડમાં મજૂરી સંબંધી કાયદા (આરંભમાં કામદારના શોષણનું લક્ષ્ય ધરાવતા અને આગળ જતાં તેના એકસરખા વિરોધી) બનાવવાની શરૂઆત એડવર્ડ ત્રીજાના સમયમાં ૧૩૪૯માં કામદારો સંબંધી કાનૂનથી થઈ હતી*. ૧૩૫૦માં રાજા જૉનને નામે બહાર પાડવામાં આવેલો વટહુકમ પણ આ જ પ્રકારનો હતો. ઇંગ્લૅંડ અને ફ્રાંસના કાયદાઓ સમાંતર ચાલતા હતા અને તેમનો હેતુ પણ એકરૂપ હતો. શ્રમ સંબંધી કાયદાઓનો હેતુ કામદિનને લાંબો કરવાનો હતો, એ વિષયની ચર્ચા હું અહીં ફરી વાર નહિ કરું કારણ કે તેની છણાવટ પહેલાં પણ કરવામાં આવી જ છે.

કામદારો સંબંધી કાયદો ઇંગ્લૅંડની સંસદની તાકીદની માંગના આધારે અપનાવવામાં આવ્યો હતો. તે બાબતમાં ટોરી પાર્ટીના એક પ્રતિનિધિએ તદ્દન ભોળપણે કહેલું:

> "પહેલાં ગરીબ લોકો એટલી વધુ રોજી માગતા હતા કે ઉદ્યોગ અને ધનસંપત્તિ માટે ખતરો ઊભો થઈ ગયો હતો. પણ હવે તેમની રોજી એટલી ઓછી થઈ ગઈ છે કે ઉદ્યોગ અને ધનસંપત્તિ માટે ફરીથી એવો જ કે કદાચ તેથી પણ મોટો ખતરો ઊભો થઈ ગયો છે, પરંતુ તે ખતરો એક જુદા સ્વરૂપે સામે આવ્યો છે."**

કાયદો બનાવીને એવું નક્કી કરી દેવામાં આવ્યું કે શહેર અને ગામડામાં કામ પ્રમાણે રોજી અને સમય પ્રમાણે રોજીના દર શું રહેવા જોઈએ. ખેતમજૂરોએ વરસના હિસાબે કામે રહેવાનું હતું, જ્યારે શહેરી કામદારોએ પોતાની શ્રમ-

---

*ઍડમ સ્મીથના કહેવા પ્રમાણે "જ્યારે જ્યારે કોઈ વિધાનસભા માલિકો અને કામદારો વચ્ચેના મતભેદોનું નિયમન કરવાની કોશિશ કરતી હોય છે ત્યારે હમેશાં માલિકો જ તેના સલાહકારો તરીકેનું કામ કરતા હોય છે." લેંગેએ કહ્યું છે કે "કાયદાઓનો આત્મા સંપત્તિ છે."

** (J. B. Byles) «*Sophisms of Free Trade*». By a Barrister. લંડન, ૧૮૫૦, પૃષ્ઠ ૨૦૬. તે દ્વેષથી કહે છે: "માલિકોના હિતમાં તો આપણે તુરત જ દરમિયાનગીરી કરવા તૈયાર થઈ ગયા હતા. હવે કામદારોના હિતમાં શું કંઈ જ કરી શકાય તેમ નથી?"

શક્તિને ખુલ્લા બજારમાં વેચવાની હતી. કાયદાથી રોજીના જે દરો નક્કી કરવામાં આવ્યા હતા તેનાથી વધુ રોજી આપવાની મનાઈ ફરમાવવામાં આવી, પરંતુ નક્કી કરેલા દરો કરતાં વધુ રોજી આપનારા કરતાં લેનારા માણસોને વધારે સખત સજા કરવામાં આવતી હતી. એ જ રીતે એલિઝાબેથના રાજ્યકાળમાં શિખાઉ કામદારો સંબંધી કાયદાની કલમો ૧૮ અને ૧૯ મુજબ, નક્કી કરેલા દરો કરતાં વધુ રોજી ચૂકવનારને દસ દિવસની કેદની સજા થતી, પણ વધુ રોજી લેનારને વીસ દિવસની કેદની સજા થતી. ૧૩૬૦માં એક કાયદો ઘડીને આ સજાઓને વળી વધારી દેવામાં આવી અને માલિકોને અધિકાર આપવામાં આવ્યો કે તેઓ શારીરિક સજા કરીને કાનૂની દરે કામ કરાવી શકે. સુતારી અને કડિયા કામ કરનારાઓએ જુદા જુદા પ્રકારોનાં સંયોજનો કરીને તથા અંદરોઅંદર કરારો કરીને તેમ જ સોગંદ વગેરે ખાઈને પોતાની એકતા મજબૂત બનાવી હતી. આ પ્રકારની તમામ બાબતોને ગેરકાયદેસર ઠરાવવામાં આવી. ૧૪મી સદીથી ૧૮૨૫ સુધી, જ્યારે કામદારોનાં યુનિયનો બનાવવા પર પ્રતિબંધ લગાવનારા કાયદાઓ રદ કરાયા તે સમય સુધી, તો કામદારોનું સંગઠન કરવું એ જ એક ભયાનક અપરાધ ગણાતો હતો. ૧૩૪૯નો કામદારો સંબંધી કાયદો તથા તેમાંથી ફૂટનારી અનેક શાખાઓની મૂળ ભાવના એ વાતથી સ્પષ્ટ થઈ જાય છે કે રાજ્ય વધુમાં વધુ રોજી તો હમેશાં નક્કી કરી દેતું હતું પરંતુ ઓછામાં ઓછી રોજી ફરજિયાત કેટલી ચૂકવવી જ પડે તે કદીયે નક્કી નહોતું કરતું.

૧૬મી સદીમાં કામદારોની સ્થિતિ, આપણે જાણીએ છીએ તેમ, વધુ ખરાબ થઈ ગઈ હતી. નાણામાં ગણાતી રોજી વધી હતી પરંતુ નાણાનું મૂલ્ય જેટલા પ્રમાણમાં ઘટયું હતું તેટલા પ્રમાણમાં રોજી વધી નહોતી તેમ જ ચીજવસ્તુઓના ભાવોમાં થયેલા વધારાના પ્રમાણમાં પણ રોજી વધી નહોતી જ. આમ હકીકતે તો રોજી ઘટી હતી. તે છતાં પણ રોજીને નીચી રાખનારા કાનૂનો અમલમાં જ હતા. સાથોસાથ "જેમને કોઈ પણ નોકરીમાં રાખવા તૈયાર ન હોય" તેવાઓને શરીરે ડામ દેવાનું અને કાન કાપવા વગેરેનું પણ ચાલુ જ રહ્યું. એલિઝાબેથના રાજ્યકાળના પાંચમા વર્ષમાં શિખાઉ કામદારોના સંબંધમાં જે કાયદો પસાર કરાયો હતો તે મુજબ "જસ્ટીસ ઓફ પીસ"નો હોદ્દો ધરાવનારાઓને રોજી નક્કી કરવાની છૂટ અપાઈ હતી અને વરસના સમય મુજબ તથા ચીજવસ્તુઓના ભાવો પ્રમાણે તેમાં ફેરફાર કરવાની તેમને સત્તા અપાઈ હતી. જેમ્સ પહેલાએ રોજી સંબંધી આ કાયદાઓ વિસ્તારીને વણાટ તથા કાંતણ કામદારો અને બીજી બધી શક્ય શ્રેણીઓના કામદારોને તે લાગુ

પાડયા હતા.* જ્યોર્જ બીજાએ કામદારોનાં સંગઠનો વિરુદ્ધના કાયદાઓ કારખાનાના ઉત્પાદનને પણ લાગુ પાડયા હતા.

જેને કારખાના-ઉત્પાદનનો સર્વશ્રેષ્ઠ સમય ગણાવી શકાય તે કાળમાં

---

* જેમ્સ પહેલાના રાજ્યકાળના બીજા કાનૂન (પ્રકરણ ૬)ની એક કલમ પરથી માલૂમ પડે છે કે કાપડ તૈયાર કરનારા કેટલાક કારખાનેદારોએ સ્થાનિક મેજિસ્ટ્રેટોના રૂપમાં ખુદ પોતાનાં કારખાનાંઓમાં બળજબરીથી સરકારી પદ્ધતિએ કામદારોના રોજીના દર નક્કી કરી દીધા હતા. જર્મનીમાં, ખાસ કરીને ત્રીસ વર્ષીય યુદ્ધ પછી, રોજીના દર વધતા રોકવા માટે કાયદાઓ ઘડવા એ એક સામાન્ય વાત બની ગઈ હતી. "ઉજાજડ બની ગયેલા વિસ્તારોમાં નોકરો અને કામદારોની અછતથી જમીનના માલિકોને બહુ જ મુશ્કેલી પડતી હતી. તેથી તમામ ગામલોકોને આદેશ આપવામાં આવ્યો કે જેનાં લગ્ન ન થયાં હોય તેવા પુરુષો અને સ્ત્રીઓને કોટડીઓ ભાડે દેવી નહિ, બલકે તેવી બધી બાબતોની માહિતી અમલદારોને આપો. જો તેવા માણસો નોકરી કરવા માટે તૈયાર નહિ હોય તો તેમને જેલમાં પૂરી દેવામાં આવશે. અગર તેઓ કોઈ બીજું કામ કરતા હોય, માનો કે કિસાનો પાસેથી રોજનું મહેનતાણું લઈને વાવણી કરતા હોય કે અનાજ ખરીદવાનું કે વેચવાનું કામ કરતા હોય, તોપણ આ નિયમ તો લાગુ પડશે જ. ('સાઇલિસિયાના સમ્રાટની વિશેષ આજ્ઞાઓ ને આદેશ', ખંડ ૧, પૃ. ૨૫.) નાના નાના જર્મન રાજાઓના આદેશોમાં પૂરી એક સદી સુધી આપણને વારંવાર એ કડવી ફરિયાદ સાંભળવા મળે છે કે બદમાશ અને બદતમીજ લોકોની ભીડ પોતાના ફૂટેલા ભાગ્યના સંબંધમાં ધીરજ ધરી બેસતી નથી અને કાનૂની રોજીથી સંતોષ માનતી નથી. રાજ્યે જે દર નક્કી કરી આપ્યા હતા તેનાથી વધુ કોઈ પણ જમીનનો માલિક ચૂકવી શકતો નહોતો અને તે છતાં યુદ્ધ પછી નોકરીની શરતો કોઈ કોઈ વાર એટલી બધી સારી મળતી હતી કે તેના સો વર્ષ પછી પણ એટલી સારી શરતોવાળી નોકરી ન મળે. ૧૬૫૨માં સાઇલિસિયાના ખેતમજૂરોને હપતામાં બે વાર ખાવા માટે માંસ મળી જતું હતું, જ્યારે આપણી વર્તમાન સદીમાં એવા વિસ્તારો પણ છે કે જ્યાં ખેતમજૂરોને વર્ષમાં માત્ર ત્રણ વાર જ માંસ ખાવા મળે છે. ઉપરાંત યુદ્ધ પછી રોજીના દર પણ આગલી સદીની સરખામણીમાં વધારે હતા." (G. Freytag, «*Neue Bilder aus dem Leben des deutschen Volkes*», લાઈપઝિગ, ૧૮૬૨, પૃષ્ઠ ૩૫, ૩૬).

ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ એટલા પૂરતી મજબૂત બની ગઈ હતી કે તેણે રોજીના નિયમનને કાયદેસર બનાવીને તે જેટલું બિનજરૂરી હતું તેટલું જ અવ્યવહારુ પણ બનાવી દીધું. પરંતુ શાસન કરનારા વર્ગો જરૂરત પડે તો પુરાણા ભાથાનાં તીર વગર રહેવા તૈયાર નહોતા. તેથી જ જ્યોર્જ બીજાના રાજ્યકાળના આઠમા વર્ષના કાયદા પ્રમાણે લંડન અને તેની આસપાસ શિખાઉ દરજીઓ તરીકે કામ કરનારાઓને ૨ શિલિંગ ૭$\frac{૧}{૨}$ પેન્સથી વધારે રોજી આપવાની મનાઈ ફરમાવવામાં આવી હતી, કેવળ સામાન્ય શોક મનાવવાના સમયે જ તેનાથી વધુ રોજી ચૂકવી શકાતી. જ્યોર્જ ત્રીજાના રાજ્યકાળના ૧૩મા વર્ષમાં બનાવવામાં આવેલ એક કાયદાની ૬૮મી કલમમાં રેશમનો વણાટ કરનારા કામદારોની રોજીનું નિયમન કરવાની જવાબદારી સ્થાનિક મેજિસ્ટ્રેટોને આપી દેવામાં આવી હતી. ૧૭૯૬માં, ઉચ્ચતર અદાલતોના બે ચુકાદાઓ પછી ક્યાંક એ પ્રશ્ન નક્કી થઈ શક્યો હતો કે સ્થાનિક મેજિસ્ટ્રેટોનો રોજીનું નિયમન કરવાનો અધિકાર ખેતીવાડી સિવાયના બીજા કામદારોને પણ લાગુ પડે છે કે નહિ. તેના પછી જ ૧૭૯૯માં સંસદે એક કાયદો બનાવીને એવો આદેશ આપ્યો હતો કે સ્કોટલૅંડના ખાણકામદારોની રોજીનું નિયમન એલિઝાબેથના કાયદા મુજબ અને ૧૬૬૧ તથા ૧૬૭૧ના બે સ્કોટ કાનૂનો મુજબ જ થઈ શકે. તે દરમિયાન પરિસ્થિતિમાં કેટલું વધુ પરિવર્તન થઈ ગયું હતું તે ઇંગ્લૅંડની સંસદની એક અભૂતપૂર્વ ઘટનાથી સ્પષ્ટ થઈ જાય છે. ત્યાં ચાર સો વર્ષોથી પણ વધુ સમયથી રોજીની વધારેમાં વધારે મર્યાદા નક્કી કરતા કાયદાઓ પસાર કરાતા હતા, અને તેની મારફતે નક્કી કરી દેવામાં આવતું હતું કે રોજીના દર કોઈ પણ હાલતમાં અમુક રકમથી વધુ નહિ થવા દેવામાં આવે. પરંતુ તે જ સંસદમાં ૧૭૯૬માં વાઈટબ્રેડે (Whitbread) ખેતમજૂરો માટે રોજીના દરની ઓછામાં ઓછી મર્યાદા નક્કી કરવા માટેની દરખાસ્ત કરી. પિટે (Pitt) તેનો વિરોધ કર્યો, પરંતુ એક વાતનો સ્વીકાર કર્યો કે "ગરીબોની હાલત ખરેખર બહુ જ ખરાબ છે." અંતે ૧૮૧૩માં રોજીનું નિયમન કરતા કાયદાઓ રદ કરી નાખવામાં આવ્યા. હવે તે હાસ્યાસ્પદ અને અસંગત લાગતા હતા કારણ કે મૂડીદારો પોતાના ખાનગી કાયદાઓ મારફતે પોતાનાં કારખાનાંઓનું નિયમન કરતા હતા અને ખેતમજૂરોની રોજીના દરને ગરીબો સંબંધી કરના આધારે અનિવાર્ય ઓછામાં ઓછી મર્યાદાએ રાખી શકતા હતા. શ્રમ સંબંધી કાયદાઓની એ કલમો માલિકો તથા કામદારો વચ્ચેના કરારને તેમ જ નોટિસ દેવાની જરૂરતને લગતી તથા બીજી એવી કલમો આજે પણ (૧૮૭૩માં) પૂરેપૂરી રીતે લાગુ પડે છે જેમાં કરારનો ભંગ કરતા માલિકની

સામે તો માત્ર દીવાની કાર્યવાહીની જ છૂટ છે, પરંતુ તેથી ઊલટું કરાર તોડનારા કામદારો સામે ફોજદારી કાર્યવાહી કરવાની જોગવાઈ છે.

કામદાર યુનિયનો પર પ્રતિબંધ લગાડતા જંગલી કાયદાઓ ૧૮૨૫માં સર્વહારા વર્ગની રૌદ્ર મુદ્રાની સામે ખતમ થઈ ગયા. તે છતાં એ કાયદા કેવળ આંશિક રૂપે જ ખતમ કરાયા હતા. જૂના કાયદાના કેટલાક સુંદર અંશો છેક ૧૮૫૯માં ખતમ થયા હતા. અંતે ૨૯ જૂન, ૧૮૭૧ના રોજ સંસદે એક કાયદા મારફતે ટ્રેડ યુનિયનોને કાનૂની સ્વીકૃતિ આપીને, પ્રતિબંધો લાદતા કાનૂનોના અંતિમ અવશેષોને પણ મિટાવી દીધાનો ઢોંગ રચ્યો. પરંતુ હકીકતે તો તે જ તારીખે એક વધુ કાનૂન મારફતે હિંસા, ધમકીઓ અને હુમલાઓ સંબંધિત કાનૂનમાં સુધારા કરીને જૂની પરિસ્થિતિને નવા રૂપે ફરીથી સ્થાપિત કરી દીધી. આ સંસદીય રમતને આધારે હડતાળ કે તાળાબંધીને સમયે કામદાર જે સાધનોનો પ્રયોગ કરી શકતો હતો એ બધાં સાધનોને, નાગરિકોને સામાન્ય રૂપે લાગુ પડતા કાનૂનોના ક્ષેત્રમાંથી ખસેડી લઈને, કોઈ અસાધારણ ફોજદારી કાનૂનોને આધીન કરી દેવામાં આવ્યા, અને એ કાનૂનોની વ્યાખ્યા કરવાનો અધિકાર સ્થાનિક મેજિસ્ટ્રેટોના રૂપમાં ખુદ માલિકોને જ સોંપવામાં આવ્યો. તેના બે વર્ષ પહેલાં એ જ સંસદમાં આ જ મી.ગ્લેડસ્ટને (Gladstone) પોતાની જાણીતી સીધી રીતે તમામ કામદાર-વિરોધી અસાધારણ ફોજદારી કાનૂનો રદ કરવા માટે એક બિલ રજૂ કર્યું હતું. પરંતુ એ બિલને બીજા વાંચનથી વધુ આગળ જવા દેવામાં આવેલ નહિ. એ રીતે બાબત અભરાઈએ ચડેલી જ રહી અને આખરે "મહાન ઉદારમતવાદી પાર્ટી", રૂઢિચુસ્ત ટોરી પાર્ટી સાથે જોડાણ સાધીને એ જ વર્ગ સામે થવાની હિમ્મત કરી શકી કે જેણે તેને સત્તા અપાવી હતી. આ દગાખોરીથી પણ સંતોષ ન પામીને, આ "મહાન ઉદારમતવાદી પાર્ટીએ", અંગ્રેજ ન્યાયાધીશો કે જે રાજકર્તા વર્ગની સેવા બજાવવા માટે હમેશાં તૈયાર રહેતા હતા તેમને પહેલાંના કાવતરા-વિરોધી કાયદાઓ ખોદી કાઢીને કામદારોનાં સંયોજનો સામે તેનો ઉપયોગ કરવાની સત્તાઓ સોંપી. આપણે જોઈએ છીએ કે પોતાની મરજી વિરુદ્ધ અને લોકોના દબાણ નીચે જ અંગ્રેજ પાર્લામેંટે હડતાળો અને ટ્રેડ યુનિયનો વિરુદ્ધના કાયદાઓ રદ કર્યા [8], અને તે પણ એ પાર્લામેંટે પોતે પાંચ સો વર્ષો સુધી બેશરમ ઘમંડથી કામદારો સામે જાણે કે પોતે મૂડીદારોનું કાયમી ટ્રેડ યુનિયન હોય તેવું વલણ ધારણ કર્યા પછી જ.

કામદારોએ તાજા જ હાંસલ કરેલા સંગઠનના અધિકારને ફ્રેંચ મૂડીદાર વ

ક્રાંતિના ઝંઝાવાતના છેક આરંભમાં જ પાછો છીનવી લેવાની હિંમત કરી હતી. ૧૪ જૂન, ૧૭૯૧ના એક વટહુકમ મારફતે કામદારોના તમામ સંગઠનોને "સ્વતંત્રતા તથા મનુષ્યના અધિકારોની ઘોષણાનું ઉલ્લંઘન કરવાનો પ્રયત્ન" ગણાવી, એવું એલાન કરવામાં આવ્યું કે તેવા દરેક પ્રયત્ન માટે ૫૦૦ લીવર દંડ કરવામાં આવશે અને અપરાધી વ્યક્તિના નાગરિક તરીકેના બધા જ અધિકાર એક વર્ષ માટે છીનવી લેવામાં આવશે. આ કાનૂન કે જેનાથી રાજ્યની શક્તિનો ઉપયોગ કરીને મૂડી અને શ્રમના સંઘર્ષને મૂડી માટે સાનુકૂળ મર્યાદાઓમાં સીમિત કરી દીધેલ, તે અનેક ક્રાંતિઓ અને રાજવંશોનાં પરિવર્તનો છતાં જીવિત રહેલ. એટલી હદ સુધી કે "ત્રાસનું શાસન" પણ તેને અડી ન શકેલ. આ કાયદો ફોજદારી ધારાધોરણમાંથી હજી હમણાં જ રદ થયો છે. આ મૂડીવાદી સત્તા-પલટા જે બહાનું કઢાયું હતું તેનાથી વધારે લાક્ષણિક બીજું કશું નથી. આ કાનૂનના સંબંધમાં રચવામાં આવેલી વિશિષ્ટ સમિતિ તરફથી રિપોર્ટ રજૂ કરતાં શાપેલ્યેએ કહ્યું હતું કે "આજકાલ જેટલી રોજી મળે છે તેનાથી થોડી વધારે રોજી મળવી જોઈએ તેમ સ્વીકારી લઈને... અને તે જેને આપવામાં આવે છે તેને માટે તે પૂરતી હોવી જોઈએ જેથી તે વ્યક્તિ તદ્દન નિરુપાય જીવન માટે જરૂરી વસ્તુઓના અભાવને કારણે પેદા થતી અને તેને લગભગ દાસ બનાવી દેતી તદ્દન લાચારીની સ્થિતિમાં ન મુકાઈ જાય એ બધું માની લીધા પછી" પણ... કામદારોને ખુદ પોતાનાં હિતોની બાબતમાં અંદરોઅંદર સમજૂતી કે એકસંપી કરવાની કે કોઈ સંયુક્ત કાર્યવાહી કરવાની અને એ રીતે પોતાની એ "તદ્દન લાચારીને" ઓછી કરવાની પરવાનગી ન આપવી જોઈએ કે "જે તેને લગભગ દાસ બનાવી દે છે", કારણ કે તેમ કરીને કામદાર અસલમાં તો "પોતાના ભૂતપૂર્વ માલિકો અને વર્તમાન ઉદ્યોગપતિઓને" હાનિ પહોંચાડશે, અને કારણ કે કસબી સંઘોના ભૂતપૂર્વ માલિકોની આપખુદીની વિરુદ્ધ એકસંપી તો— અટકળ કરો કે શું છે—ફ્રેંચ બંધારણે નાબૂદ કરી નાખેલા સંઘોની પુન:સ્થાપના જ છે.*

## મૂડીવાદી ખેડૂતનો ઉદ્ભવ

જેમને ગેરકાનૂની ઠરાવી દેવામાં આવ્યા હતા તેવા સર્વહારાઓના વર્ગના બળજબરીપૂર્વક સર્જનની, તેમને રોજી કામદારોમાં પલટાવી નાખનારી ખૂનખાર શિસ્તની, શ્રમના શોષણનું પ્રમાણ સતત વધારતા જઈને મૂડીના સંચયને ઝડપથી

---

* Buchez et Roux, «*History Parlementaire*», પૃષ્ઠ ૧૯૩-૧૯૫.

વધારવા માટે પોલિસનો ઉપયોગ કરતા રાજ્યના શરમજનક કૃત્યની, છણાવટ કરી લીધા પછી હવે આવો પ્રશ્ન બાકી રહે છે: મૂડીદારો મૂળ આવ્યા ક્યાંથી? કારણ કે ખેતી પર આધાર રાખતી વસ્તીના માલિકીહરણના સીધા પરિણામે બીજું કંઈ નહિ પણ મોટા જમીન-માલિકો પેદા થાય છે. પરંતુ ખેડૂતના ઉદ્ભવને લાગેવળગે છે ત્યાં સુધી તો આપણે તે આંગળી ચીંધીને બતાવી શકીએ કારણ કે તે પ્રક્રિયા સૈકાઓથી ચાલી આવતી ધીમી પ્રક્રિયા છે. ખેતગુલામો તેમ જ મુક્ત નાના માલિકો જુદા જુદા પ્રકારોની ગણોતની જમીનો ધરાવતા હતા અને તેથી તેમની મુક્તિ બહુ જ જુદા પ્રકારની આર્થિક પરિસ્થિતિઓ નીચે થવા લાગી હતી.

ઈંગ્લૅંડમાં ખેડૂતનો પ્રથમ પ્રકાર કારભારીનો હતો, જે પોતે ખેતગુલામ હતો. તેની સ્થિતિ જૂના રોમન "વિલિકસ" (villicus) જેવી જ હતી, માત્ર મર્યાદિત કાર્યક્ષેત્રમાં. ચૌદમી સદીના ઉત્તરાર્ધમાં તેને સ્થાને ખેડૂત આવ્યો, જેને જમીનદાર બીયાં, ઢોર અને સાધનો પૂરાં પાડતો. તેની સ્થિતિ કંઈ કિસાન કરતાં બહુ જુદા પ્રકારની નથી. માત્ર તફાવત એટલો જ છે કે તે વધારે મજૂરીનું શોષણ કરે છે. થોડા જ સમયમાં તે "મેતાયેર" અથવા અર્ધ-ખેડૂત બની જાય છે. તે ખેતી માટે સાધનસંપત્તિનો એક ભાગ રોકે છે જ્યારે જમીનદાર બીજો ભાગ રોકે છે. એ બન્ને પૂરી પેદાશને પરસ્પર કરાર પ્રમાણે આપસમાં વહેંચી લે છે. ઈંગ્લૅંડમાં આવો પ્રકાર બહુ ઝડપથી અદૃશ્ય થઈ ગયો હતો, અને તેનું સ્થાન રીતસરના ખેડૂતે લઈ લીધું—કે જે રોજી-કામદારોને રોકીને પોતાની આગવી મૂડી પેદા કરે છે, અને વધારાની પેદાશનો એક ભાગ નાણા કે જણસના રૂપમાં જમીનદારને સાંથ તરીકે ચૂકવે છે.

૧૫મી સદી દરમિયાન જ્યાં સુધી સ્વતંત્ર ખેડૂતો અને પોતાને મા તેમ જ મહેનતાણું લઈને અન્ય માટે પણ કામ કરતા ખેતમજૂ પોતાના શ્રમથી પોતાને સમૃદ્ધ બનાવતા હતા ત્યાં સુધી ખેડૂતના સંજોગો તે જ તેનું ઉત્પાદનનું ક્ષેત્ર સરખી રીતે જ સામાન્ય પ્રકારનું હતું. ૧૫મી સદી છેલ્લા તૃતીયાંશ સમય દરમિયાન ખેતીમાં જે ક્રાંતિકારી ફેરફાર શરૂ થવા માંડ અને સમસ્ત ૧૬મી સદી દરમિયાન છેલ્લા દાયકાને બાદ કરતાં ચાલુ રહ્ય તેનાથી તે જેટલો જલદી શ્રીમંત બન્યો તેટલી જ ઝડપે ખેતીમાં કામ કર વિશાળ જનસમુદાય ગરીબ થતો ગયો.* સામૂહિક જમીનો ભેળવી દેવાય

---

*હેરિસન તેના «*Description of England*»માં લખે છે: "એ બને કે ચાર પાઉંડની જૂની સાંથ વધીને ચાળીસ કે પચાસ કે એકસો પા

પરિણામે, તેને પોતાનાં ઢોરના જથ્થામાં વધારો કરવામાં મદદ મળી અને તે પણ લગભગ કોઈ પણ જાતની કિંમત કે ભાડા વિના, જ્યારે જમીનના ખેડાણ માટે અનુકૂળ તેવું સમૃદ્ધ ખાતર પણ તે જ ઢોરોને કારણે તેને મળી ગયું.

અને ૧૬મી સદીમાં તેમાં એક ખૂબ જ મહત્ત્વનું કારણ ઉમેરાયું. તે સમયે ખેતરો માટેના કોંટ્રાકટો લાંબા સમયના કરાતા હતા અને ઘણી વાર તો ૯૯ વરસના પણ કરાતા. કીમતી ધાતુઓના મૂલ્યમાં, અને તેને પરિણામે નાણાના મૂલ્યમાં, થતા જતા ચાલુ ઘટાડાથી, ખેડૂતોને તો જાણે સોનાનાં ફળ પાક્યાં. ઉપર ચર્ચાયેલી બધી બાબતો ઉપરાંત, તેથી રોજી ઘટી ગઈ. રોજીનો એક હિસ્સો હવે ખેડૂતના નફામાં ઉમેરાયો. અનાજ, ઊન તથા માંસની, ટૂંકમાં ખેતીવાડીની બધી નીપજોની, કિંમતોમાં એકધારા વધારાથી ખેડૂતના પોતાના કોઈ પ્રયાસો વગર તેની નાણારૂપી મૂડી વધી ગઈ, જ્યારે તે જે સાંથ ચૂકવતો હતો તે વાસ્તવમાં ઘટી ગઈ (નાણાના જૂના મૂલ્યના હિસાબે ગણાતી હોવાથી).*

---

થઈ જાય તોયે જો અવધિના અંતમાં તેની પાસે છ કે સાત સાલની સાંથ જેટલી રકમ બચાવીને રાખેલી ન હોય તો ખેડૂત માને છે કે પોતાને બહુ ઓછો લાભ થયો છે."

*સોળમી સદીમાં નાણાના મૂલ્યમાં ઘટાડાથી સમાજના જુદા જુદા વર્ગો પર થયેલી અસર વિશે જુઓ «*A compendious or Briefe Examination of Certayne Ordinary Complaints of Diverse of our Countrymen in these our Days*», by W. S. Genteleman. લંડન, ૧૫૮૧. એ કૃતિ સંવાદના રૂપમાં લખેલી હોવાથી લોકો તેને લાંબા સમય સુધી શૅક્સપિયરની કૃતિ માનતા રહ્યા હતા અને છેક ૧૭૫૧માં પણ તેના નામે જ છપાયેલી. તેનો લેખક વિલિયમ સ્ટેફર્ડ હતો. તેમાં એક જગ્યાએ ઉમરાવ નીચે મુજબ દલીલ કરે છે:

**ઉમરાવ**—"તમે, મારા પડોશી, કે જે ખેતી કરો છો, અને તમે કે જે કંસારાનું કામ કરો છો, અને તમે કસબી કે કારીગર તથા અન્ય ધંધાવાળાઓ, તમે બધા ખૂબ કમાઓ છો. કારણ કે તમામ ચીજો પહેલાંની સરખામણીમાં ખૂબ મોંઘી થઈ ગઈ છે, તેટલા પ્રમાણમાં તમારી સેવાઓ અને વસ્તુઓ કે જે તમે ફરીથી વેચો છો તેની કિંમતો તમે વધારી દીધી છે. પરંતુ તમે વધારેલી કિંમતોનો છેદ ઉડાવી દેવા માટે અમે જેની કિંમત વધારી શકીએ તેવું કંઈ

આમ આ ખેડૂતો પોતાના જમીનદારો તેમ જ પોતાના ખેતમજૂરો બન્નેના ભોગે શ્રીમંત બન્યા. તેથી ૧૯મી સદીના અંતમાં ઈંગ્લૅંડ ધનવાન મૂડીવાદી ખેડૂતોનો વર્ગ ધરાવતું થયું હતું તેમાં આશ્ચર્ય જેવું કશું નથી.*

---

જ વેચવાનું અમારી પાસે નથી." બીજે એક ઠેકાણે ઉમરાવ ડોકટરને પૂછે છે: "મહેરબાની કરીને કહો કે તમે કેવા લોકોની વાત કરો છો, અને પહેલાં કહો કે તમારા ખ્યાલ મુજબ જેમને કશી ખોટ નથી જતી એવા લોકો કોણ છે." **ડોકટર**—"હું એવા લોકોની વાત કરું છું કે જે લોકો ખરીદી અને વેચાણ કરીને ગુજરાન ચલાવે છે કારણ કે તેઓ મોંઘું ખરીદે તો મોંઘું વેચે છે." **ઉમરાવ**—"બીજા એવા કયા લોકો છે કે જે તમારા ખ્યાલ પ્રમાણે ફાયદામાં જ રહેશે?" **ડોકટર**—"વાહ! અરે, એવા બધા ખેડૂતો કે જેમને જૂના મહેસૂલના દરે જમીન ખેડવા મળેલી છે કારણ કે તેઓ મહેસૂલ ચૂકવે છે જૂના દર પ્રમાણે અને વેચાણ કરે છે નવા દર પ્રમાણે. બલકે તેમને પોતાની જમીનની બહુ જ સસ્તી કિંમત ચૂકવવી પડે છે અને તેના પર જે ચીજો પેદા થાય છે તેને તેઓ બહુ જ મોંઘી વેચે છે..." **ઉમરાવ**—"અને તમારા કહેવા પ્રમાણે એથી જે લોકોને નફા કરતાં નુકસાન વધુ થાય છે તેવા લોકો કોણ છે?" **ડોકટર**—"એ બધા લોકો છે ઉમરાવો, અને ભદ્ર લોકો, અને બીજા બધા એવા લોકો કે જે ચોક્કસ મહેસૂલ કે આવકના આધારે જીવે છે, જમીન ખેડતા નથી કે ખરીદી અને વેચાણ કરતા નથી."

*ફ્રાંસમાં મધ્યયુગના શરૂઆતના દિવસોમાં સામંતી માલિકોનો મુનીમ, કારભારી, અને મહેસૂલ વસૂલ કરનારો ગુમાસ્તો થોડા સમયમાં કારોબારી માણસ બની ગયો અને ધાકધમકી, છેતરપિંડી, વગેરે મારફત ઉચાપતો કરીને મૂડીદાર બની બેઠો. આવા મુનીમોમાંથી કેટલાક તો પોતે જ ઉમરાવો હતા. આ ઉદાહરણ જુઓ: "બેસાંસોંના કિલ્લેદાર શ્રી જેક દે થોરેસે, બર્ગન્ડીના કાઉન્ટ તરફથી દિજોંમાં હિસાબ-કિતાબ રાખનારા શ્રીમંત સમક્ષ, ૨૫ ડીસેંબર ૧૩૫૯થી ૨૮ ડીસેંબર ૧૩૬૦ સુધીની મહેસૂલની વસૂલાતનો અહેવાલ રજૂ કર્યો." અહીં એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે કેવી રીતે સામાજિક જીવનના બધાં ક્ષેત્રોમાં સર્વોત્તમ હિસ્સો વચગાળિયાં તત્ત્વો હડપ કરી જાય છે. દાખલા તરીકે આર્થિક ક્ષેત્રમાં પૈસાની ગોઠવણ કરનારા શેરબજારના સટ્ટાખોરો, સોદાગરો, અને દુકાનદારો બધી મલાઈ ખાઈ જાય છે. દીવાની મામલાઓમાં વકીલ તેના પર આધાર રાખનારાઓને મૂંડી નાખે છે, રાજકારણમાં પ્રતિનિધિનું મહત્ત્વ

## ઉદ્યોગો ઉપર ખેતક્રાંતિની અસર
## ઔદ્યોગિક મૂડી માટે આંતરિક બજારનો ઉદય

ખેતવસ્તીના માલિકીહરણથી તેમ જ હકાલપટ્ટી થોડા થોડા સમયને અંતરે છતાં વારંવાર થયા કરવાને પરિણામે, આપણે આગળ ઉપર જોયું તે મુજબ, શહેરોના ઉદ્યોગોને એવા સર્વહારાઓના સમુદાયો મળતા રહ્યા કે જે તે સમયના સામૂહિક સંઘોથી જરા પણ સંકળાયેલા નહોતા અને જે તેમના બંધનોથી તદ્દન મુક્ત હતા. એ એવો ગંભીર સંજોગ હતો કે જેને પરિણામે એન્ડરસને (જેમ્સ એન્ડરસન નહિ) તેની કિતાબ «*History of Commerce*»માં વિધાતાની સીધી દખલગીરી સંબંધી નિષ્ઠા જાહેર કરી. આદિ સંચયના આ તત્ત્વ બાબતમાં હજી આપણે એક પળ થંભીને વિચારવાનું છે. સ્વતંત્ર, આત્મનિર્ભર ખેડૂતોની સંખ્યા ઘટી જવાથી ઝોફ્રુઆ સેંઈટ ઈલેરની વ્યાખ્યા જેવું કેવળ ઔદ્યોગિક સર્વહારા વર્ગનું એકત્રીકરણ જ નહોતું થયું. એ વ્યાખ્યા

---

મતદારો કરતાં અને પ્રધાનનું મહત્ત્વ રાજા કરતાં વધુ હોય છે. ધર્મમાં "મધ્યસ્થ" માણસ ભગવાનને પાછળ ધકેલી દે છે, અને નેક રાહબર તથા તેને અનુસરતા આસ્તિક લોકો વચ્ચે અનિવાર્ય મારફતિયાઓ બની રહેતા પાદરીઓ વળી તેને પાછળ ધકેલી દે છે. ઈંગ્લૅંડની જેમ ફ્રાંસમાં પણ વિશાળ સામંતી વિસ્તારોને અસંખ્ય નાનાં ખેતરોમાં વહેંચી નાખવામાં આવ્યા હતા, પરંતુ લોકો માટે અતુલ્ય પ્રમાણમાં વધારે પ્રતિકૂળ સંજોગોમાં. ૧૪મી સદીમાં તેર્યેર નામે ઓળખાતાં ખેતરો અસ્તિત્વમાં આવ્યાં. તેની સંખ્યા બરાબર વધતી ચાલી અને એક લાખથી ક્યાંય આગળ વધી ગઈ. તેઓ કુલ પેદાશના બારમાથી લઈને પાંચમા ભાગ સુધીની જુદી જુદી સાંથ નાણા અથવા જણસના રૂપમાં ભરતાં. એ ખેતરો જમીનના મૂલ્ય તથા વિસ્તાર મુજબ નાનીમોટી જાગીરો અને પેટા જાગીરો વગેરે જેવાં હતાં, તેમાંનાં ઘણાં તો માત્ર થોડાક એકરોનાં જ હતાં. પરંતુ આ ખેડૂતોને તેમની જમીનમાં રહેનારાઓના સંબંધમાં અમુક પ્રમાણમાં અદાલતી અધિકારો હતા. તેમાં ચાર દરજ્જાઓ હતા. ખેતી કરતા લોકોની ઉપર આ બધા નાના અત્યાચારીઓ તરફથી જુલમો કરતા હશે તે સહેલાઈથી સમજમાં આવે તેવું છે. મોંતેઈએ જણાવ્યું છે કે ફ્રાંસમાં જ્યાં આજકાલ જસ્ટીસ ઓફ ધ પીસનો હોદ્દો ધરાવતા માણસો સમેત ૪૦૦૦ અદાલતો પૂરતી છે ત્યાં એક સમયે એક લાખ સાઠ હજાર ઈનસાફદારો હતા!

પ્રમાણે અંતરીક્ષનો પદાર્થ એક જગ્યાએ જથ્થાબંધ સઘન થાય ત્યારે તે બીજી જગ્યાએ પાતળો પડી જવાને કારણે જ તેમ થયું હોય.* ખેડનારાઓની સંખ્યા નાની થઈ ગઈ હોવા છતાં જમીનમાંથી તો પછી પણ અગાઉ જેટલું જ કે વધુ પેદા થતું જ હતું કેમ કે જમીનની મિલકતની માલિકી બાબતમાં આવેલી ક્રાંતિને પરિણામે તેની સાથોસાથ જમીનની જાળવણી, વધુ સહકાર અને ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ, વગેરે બાબતો અમલી બની હતી અને રોજી પર નભનારા ખેતમજૂરોની મહેનત વધુ ગહન બનાવવામાં આવી હતી એટલું જ નહિ પણ ઉત્પાદનના જે ક્ષેત્ર પર તે પોતાના માટે પહેલાં કામ કરતા હતા તે ક્ષેત્રો તો વધુને વધુ સંકોચાઈ પણ ગયાં હતાં જ.** ખેતવસ્તીનો એક ભાગ મુક્ત થયો તેની સાથે જ તેમનાં પહેલાંનાં ભરણપોષણનાં સાધનો પણ મુક્ત થયાં હતાં. એ હવે સતત બદલાવી શકાય તેવા પ્રકારની મૂડીનાં ભૌતિક તત્ત્વોમાં ફેરવાઈ ગયાં. માલિકીહરણના ભોગ બનેલા અને ભટકતા કરી દેવામાં આવેલા કિસાનને હવે એ સાધનોનું મૂલ્ય પોતાના નવા માલિક પાસેથી, ઔદ્યોગિક મૂડીદાર પાસેથી રોજીના રૂપમાં ખરીદવાનું હતું. ભરણપોષણનાં સાધનો બાબતમાં જે સત્ય હતું તે ઘરઆંગણાની ખેતી પર આધાર રાખતા ઉદ્યોગનાં સાધનો બાબતમાં પણ સત્ય હતું. તે કાયમી મૂડીના સ્વરૂપમાં ફેરવાઈ ગયા. દાખલા તરીકે, ફ્રેડરિક બીજાના રાજ્યઅમલના સમય દરમિયાન, વેસ્ટફાલિઅન ખેડૂતો બધા જ શણ કાંતતા. તેમાંના એક ભાગનાનું બળજબરીથી માલિકીહરણ કરાયું અને તેમની જમીનો પરથી તેમને હાંકી કઢાયા અને બીજો ભાગ કે જે તે જમીનો પર રહેવા પામ્યો તે બધા મોટાં ખેતરોવાળા ખેડૂતોના રોજી-કામદારોમાં ફેરવાઈ ગયા. તે જ સમયે સાથોસાથ શણ કાંતવાનાં અને વણવાનાં મોટાં સાહસો ખડાં થયાં અને જે માણસો ઉપર જણાવ્યા પ્રમાણે "મુક્ત" થયા હતા તે રોજી કમાવા માટે તેમાં કામ કરતા થયા. શણ તો પહેલાં દેખાતું હતું તેવું જ હતું, તેનો તો એક તાંતણો પણ બદલાયો નહોતો. પરંતુ તેના માળખામાં એક નવી સામાજિક ચેતના આવી ગઈ. હવે તે નવા ઉત્પાદકની સ્થાયી મૂડીનો એક ભાગ બની ચુક્યું હતું. અગાઉ તે સંખ્યાબંધ નાના ઉત્પાદકોમાં વિભાજિત હતું, તેઓ પોતે જ તેનો પાક ઉગાડતા અને

---

*૧૮૩૮માં પ્રકટ થયેલ તેનું પુસ્તક *«Nations de philosophie naturelle»*, પૅરિસ.

**એ મુદ્દા પર જેમ્સ સ્ટુઅર્ટ ખાસ ભાર મૂકે છે.

પોતપોતાનાં કુટુંબો સાથે મળીને છૂટક રીતે કાંતતા. હવે તે એક જ મૂડીદારના હાથમાં કેન્દ્રિત થઈ ગયું છે, અને એ મૂડીદાર બીજાઓ પાસેથી તેને કાંતવાનું અને વણવાનું કામ પોતાને માટે કરાવે છે. શણ કાંતવામાં જે વધારાનો શ્રમ ખર્ચાતો હતો તે સંખ્યાબંધ ખેડૂત કુટુંબોને મળતી વધારાની આવકમાં મૂર્ત થતો હતો અથવા તો ફ્રેડરિક બીજાના રાજ્યકાળના સમયમાં તે કરવેરાના રૂપમાં વસૂલ કરાઈ જતો હતો. હવે તે થોડા મૂડીદારોને થતા નફાના રૂપમાં જમા થતો હતો. ત્રાકો અને સાળો જે પહેલાં દેશ ભરમાં પથરાયેલી રહેતી હતી તે હવે કાચા માલ અને કામદારો સહિત કેટલીક મોટી કામદાર-બેરેકોમાં એકત્રિત કરાયેલ છે. અને ત્રાકો, સાળો અને કાચો માલ હવે બદલાઈ ગયેલ છે. પહેલાં તે કાંતનારાઓ અને વણનારાઓનાં ગુજરાનનાં સાધનો હતાં તેને બદલે, તે હવે તેમના પરના આધિપત્યનાં અને તેમના વણચૂકવાયેલા શ્રમના શોષણનાં સાધનો બન્યાં છે.* મોટા ઉત્પાદનનાં કારખાનાંઓ અને મોટાં ખેતરો તરફ નજર કરનારને એવું સમજાતું નથી જ કે તે ઉત્પાદનનાં નાનાં કેંદ્રો એક કરી દઈને અસ્તિત્વમાં આવ્યાં છે તેમ જ ઘણા નાના ઉત્પાદકોનું માલિકીહરણ કરાઈને બાંધવામાં આવ્યાં છે. તે છતાં પણ લોક-સમજ ખોટી નહોતી. મિરાબો કે જેને ક્રાંતિના સાવજ તરીકે વર્ણવવામાં આવે છે તેના સમયમાં, મોટા ઉત્પાદનનાં કારખાનાંઓને "સમન્વિત કારખાનાં" તરીકે, અમુક ખેતરોને ભેગાં કરીને એક ખેતર બનાવવામાં આવે એવી જ રીતે અમુક કારખાનાંને ભેળવીને રચવામાં આવતાં મોટાં કારખાનાં તરીકે, વર્ણવવામાં આવતાં.

> મિરાબો કહે છે: "જેને સામાન્ય રીતે "સમન્વિત" કારખાનાં કહેવામાં આવે છે તેવાં વિશાળ ઉત્પાદન કેંદ્રો કે જેમાં સેંકડો ઇન્સાનો કામ કરતા હોય અને જે એક જ ડાયરેક્ટર નીચે ચાલતાં હોય તેના તરફ જ માત્ર આપણે ધ્યાન આપીએ છીએ. પરંતુ જ્યાં મોટી સંખ્યામાં કામદારો દરેક કેંદ્રમાં અલગ અલગ અને દરેક પોતાના હિસાબે કામ કરે છે, તેને ભાગ્યે જ ધ્યાનમાં લેવામાં આવે છે કેમ કે તે એક બીજાથી ખૂબ

---

*મૂડીદારો એમ કહે છે કે "હું તને નોકરી કરવાની તક આપીને મોભો આપીશ પરંતુ શરત એ છે કે તને હુકમ કરવામાં મને જે મહેનત પડે તેના બદલામાં તારી પાસે જે કંઈ બચ્યું છે તે મને સોંપી દે." (Rousseau, «*Discours sur l' Economie Politique*»).

જ દૂરદૂરના અંતરે આવેલાં છે. આ એક મોટી ભૂલ છે કારણ કે માત્ર એ બીજા પ્રકારનાં કેંદ્રો જ રાષ્ટ્રીય સંપત્તિની ખરેખર મહત્ત્વપૂર્ણ બાબત બની રહે છે... સમન્વિત કારખાનાં તો એક કે બે ઉદ્યોગપતિઓને પૈસાદાર બનાવશે, પરંતુ તેમાં કામદારો તો દહાડિયાઓ જેવા હશે, જેને ઓછીવત્તી રોજી ચૂકવવામાં આવશે પરંતુ તે સાહસની સફળતામાં તેમને કોઈ હિસ્સો નહિ મળતો હોય. જ્યારે અલગ અલગ આવેલી વર્કશોપમાં કોઈ પૈસાદાર નહિ બને, પરંતુ ઘણા કામદારો સગવડભરી રીતે ગુજરાન ચલાવતા હશે. બચત અને મહેનતની ઇચ્છાને પરિણામે થોડી મૂડી પણ ભેગી થશે, જેમાંથી કંઈક થોડું બાળકના જન્મ તથા માંદગીના વખતે કે પોતાની જાત માટે અથવા પોતાની માલિકીની ચીજવસ્તુઓ માટે ફાળવી શકાતું હશે. તેમાં બચત અને મહેનત કરતા કામદારોની સંખ્યા વધશે કેમ કે સારા વર્તનમાં તેમ જ પ્રવૃત્તિમાં તેમને પોતાની સ્થિતિ સુધારવાનું સાધન દેખાશે, નહિ કે જરાક રોજી વધારવાનું સાધન, એવું સાધન તો ભવિષ્યની દૃષ્ટિએ કંઈ જ મહત્ત્વનું નીવડે નહિ, તેનું એકમાત્ર પરિણામ લોકોની જિંદગી થોડીક બહેતર બનાવવામાં આવે, પરંતુ માત્ર રોજિંદી જિંદગી પૂરતું... મોટી વર્કશોપો કે જે ખાનગી વ્યક્તિઓની માલિકીની હોય છે અને જેના માલિકો કામદારોને તેમના રોજબરોજના કામ બદલ પૈસા ચૂકવે છે તે ખાનગી વ્યક્તિઓ માટે સુખઆરામ સર્જી શકે પરંતુ સરકારે ધ્યાન આપવાની બાબત કદી બની શકે નહિ. અલગ અલગ વર્કશોપો, નાની જમીનના ખેડાણ સાથે મોટે ભાગે સંકળાવાને પરિણામે, એકમાત્ર મુક્ત ઘટકો છે."*

ખેતવસ્તીના એક ભાગનું માલિકીહરણ અને હકાલપટ્ટી માત્ર ઔદ્યોગિક મૂડી માટે કામદારોને, તેમનાં ગુજરાનનાં સાધનોને, અને શ્રમની સામગ્રીને મુક્ત કરવામાં કારણભૂત હતાં એટલું જ નહિ પણ તેમણે દેશની આંતરિક બજારનું સર્જન પણ કર્યું.

---

*મિરાબો (પૃ. ૨૦-૧૦૯). મિરાબો અલગ વર્કશોપોને "સમન્વિત" કારખાનાં કરતાં ઓછી ખર્ચાળ અને વધુ ઉત્પાદક ગણે છે અને સમન્વિત કારખાનાને સરકારી દેખરેખ નીચેની ખાલી નકલી વિચિત્રતા ગણે છે, તેનો ખુલાસો એ વખતે તળ યુરોપખંડમાં મોટા ભાગના ઉત્પાદનની સ્થિતિમાં જોવા મળે છે.

હકીકતે તો જે ઘટનાઓએ નાના ખેડૂતોને રોજી-કામદારોમાં બદલી નાખ્યા અને તેમનાં ગુજરાનનાં સાધનો અને શ્રમને મૂડીનાં ભૌતિક સાધનો બનાવી દીધાં, તે જ ઘટનાઓએ મૂડી માટે આંતરિક બજારનું સર્જન કર્યું. પહેલાં તો ખેડૂત કુટુંબો પોતે જ પોતાનાં ગુજરાનનાં સાધનો પેદા કરતાં અને તે જ કાચો માલ પેદા કરતાં, જે મોટે ભાગે પોતાના વપરાશમાં લઈ લેતાં. એ કાચો માલ અને ગુજરાનનાં સાધનો હવે માલ બની ગયાં. મોટો ખેડૂત તેનું વેચાણ કરે છે, તેના વેચાણ માટેનું બજાર તેને ઉત્પાદનનાં કેંદ્રોમાં મળી રહે છે. સૂતર, કાપડ, ઊનની જાડા વસ્તુઓ—એવી ચીજો કે જેને માટેનો કાચો માલ દરેક ખેડૂત કુટુંબની પહોંચમાં હતો, તેણે પોતાના ઉપયોગ માટે કાંત્યો અને વણ્યો હતો, એ ચીજો હવે ઉત્પાદનની વસ્તુઓમાં ફેરવાઈ ગઈ અને તરત ગ્રામવિસ્તારોએ તેને માટે બજારો પૂરાં પાડયાં. છુટાછવાયા કારીગરો અત્યાર સુધી પોતાની તે બનાવટો માટે ગ્રાહકોની ખોજ જુદે જુદે ઠેકાણે પથરાયેલા સંખ્યાબંધ નાના અને પોતાને માટે જ કામ કરતા ઉત્પાદકોમાં કરતા હતા તેને બદલે હવે ઔદ્યોગિક મૂડીએ સર્જેલ એક મોટા બજારમાં જ તેના વેચાણનું કેંદ્રીકરણ શક્ય બન્યું.* આમ આત્મનિર્ભર ખેડૂતોના માલિકીહરણની સાથોસાથ જ, તેમનાં ઉત્પાદનનાં સાધનોથી તેમને અલગ કરી દેવાયા પછી ગ્રામીણ ગૃહ ઉદ્યોગ પણ ભાંગે છે અને ખેતી અને ઔદ્યોગિક ઉત્પાદકને અલગ પાડવાની પ્રક્રિયા પણ બનવા પામે છે. માત્ર ગ્રામીણ ગૃહ ઉદ્યોગનો અસ્ત જ દેશની આંતરિક બજારને એવું વિસ્તરણ અને સાતત્ય આપી શકે કે જે ઉત્પાદનના મૂડીવાદી પ્રકાર માટે જરૂરી છે.

તોપણ "ઉત્પાદન-સમય"નું નામ જે ગાળાને યોગ્ય રીતે જ અપાયેલ

---

*"બીજા કામમાં વચ્ચેથી સમય મેળવીને, કોઈ પણ કામદારનું કુટુંબ, પોતાની મહેનતથી વીસ પાઉન્ડ ઊનમાંથી દર વરસે પોતાનાં કપડાં તૈયાર કરે, તે ધ્યાન ખેંચે તેવી વાત જ નથી. પરંતુ તે જ વીસ પાઉન્ડ ઊનને બજારમાં લાવો, કારખાનામાં મોકલો, તે પછી વચગાળાના દલાલ પાસે જાય, તે પછી વેપારી પાસે જાય, તો તમારી સમક્ષ મોટી વાણિજ્ય પ્રક્રિયા શરૂ થઈ જશે અને તેમાં રોકાયેલી મામૂલી મૂડી વીસ ગણી વધી જશે... આમ કામદાર વર્ગને લૂંટીને કારખાનાં સાથે સંકળાયેલ દુ:ખી વસ્તી, બેઠાખાઉ દુકાનદાર વર્ગ, અને વાણિજ્ય નાણા અને ચલણની એક જૂઠી વ્યવસ્થાને ટકાવી રાખવામાં આવે છે." (David Urquhart, પૃષ્ઠ ૧૨૦.)

છે તે આ પરિવર્તનને મૂળગામી રીતે કે સંપૂર્ણ રીતે પૂરું કરવામાં સફળ થયેલ નથી. એ યાદ રાખવું જરૂરી છે કે યોગ્ય રીતે જ કારખાના-ઉત્પાદન તરીકે ઓળખવામાં આવતી આ પદ્ધતિ રાષ્ટ્રીય ઉત્પાદનના ક્ષેત્ર પર આંશિક રીતે જ વિજય મેળવે છે, અને આખરી પાયા તરીકે હંમેશાં નાનાં શહેરોની કારીગરી કે ગામોના ઘરેલુ ઉદ્યોગ પર જ આધારિત હોય છે. એ બધાંને તે એક રૂપમાં તોડે છે, અમુક ચોક્કસ મુદ્દાઓ પર અમુક ચોક્કસ શાખાઓમાં, તો તુરત જ ફરીથી તેને બીજે ક્યાંક કે બીજી કોઈક રીતે સાંધે પણ છે કારણ કે અમુક હદ સુધી, કાચા માલને તૈયાર કરવા માટે તેને તેની જરૂરત પણ રહે છે. તેથી તે ગામડાંઓનો એક નવો ઉત્પાદક વર્ગ પણ પેદા કરે છે કે જે જમીનના ખેડાણને મદદરૂપ વ્યવસાય તરીકે ચાલુ રાખવાની સાથોસાથ પોતાનો મુખ્ય કામધંધો ઔદ્યોગિક શ્રમમાં મેળવે છે અને પોતાનું ઉત્પન્ન તે ઉત્પાદકોને સીધી રીતે અથવા તો વેપારીઓના માધ્યમ વડે વેચે છે. ઈંગ્લૅંડના ઇતિહાસના અભ્યાસીને શરૂઆતમાં જે મૂંઝવે છે તે મુખ્ય નહિ પણ એક કારણ આ જરૂર છે. ૧૫મી સદીના છેલ્લા તૃતીયાંશ સમયથી ઈંગ્લૅંડના ઇતિહાસનો અભ્યાસી એવી સતત ફરિયાદો, માત્ર અમુક સમયાંતરોએ જ વિરમતી ફરિયાદો, સાંભળતો રહે છે કે ગામડાંઓના વિસ્તારોમાં મૂડીવાદી ખેતી પેસારો કરતી જાય છે અને કિસાનપ્રજા વધારે ને વધારે પ્રમાણમાં ખતમ થતી જાય છે. બીજી બાજુએ તે જ કિસાનપ્રજાને તે ભલે ઘટેલી સંખ્યામાં પણ ફરી વાર ઊભી થતી અને હંમેશાં બદતર સંજોગોમાં જુએ છે.* ઈંગ્લૅંડમાં મુખ્ય કારણ એ છે કે એક સમયે જે મુખ્યત્વે અનાજની ખેતી કરતો હતો અને બીજા સમયે જે મુખ્યત્વે પશુપાલક હતો તે જુદા જુદા સમયે ખેતી પર આધારિત વર્ગનું કદ બદલાયા કર્યું છે. માત્ર આધુનિક ઉદ્યોગ જ, આખરી સ્વરૂપે, મૂડીવાદી ખેતીનો સ્થાયી આધાર તેને માટે તૈયાર કરી દે છે. તે જ એટલે કે આધુનિક ઉદ્યોગ જ ખેતવસ્તીના બહુ મોટા ભાગનું પૂરેપૂરી રીતે માલિકીહરણ કરે છે અને ખેતી તથા ગ્રામીણ ગૃહ ઉદ્યોગને પૂરેપૂરી રીતે જુદા પાડી દે છે અને તે ગૃહ ઉદ્યોગના મૂળિયાંને—કાંતણ તથા વણાટને—ઉખેડી નાખે છે,** તેથી તે

---

*ક્રોમવેલનો સમય આ બાબતમાં અપવાદરૂપ હતો. અને પ્રજાસત્તાક ટક્યું ત્યાં સુધી, ટયુડોર-રાજ્યઅમલના સમય દરમિયાન જે અધ:પતન આવેલું તેમાંથી ઈંગ્લૅંડના તમામ કક્ષાના લોકો ઊંચે આવ્યા હતા.

**ટક્કેટને એ વાતનું જ્ઞાન છે કે આધુનિક ઊન ઉદ્યોગ યંત્રસામગ્રીના

પહેલી જ વાર ઔદ્યોગિક મૂડી માટે પૂરેપૂરી આંતરિક બજાર મેળવે છે.*

---

ઉપયોગની સાથે મૂળ કારખાના-ઉત્પાદનમાંથી તેમ જ ગ્રામીણ અને ઘરગથ્થુ ઉદ્યોગના વિનાશમાંથી શરૂ થયેલ. ડેવિડ ઉર્કહાર્ટે લખ્યું છે કે "હળ અને ધૂંસરી બાબતમાં એવું કહેવાય છે કે તેની શોધ દેવતાઓએ કરી છે અને તેનો ઉપયોગ શૂરવીર લોકો કરે છે, પરંતુ શું ત્રાક, સાળ અને સાળના ધોકાના જનક કોઈ રીતે ઊતરતા હતા? એ ધોકા, હળ, અને ધૂંસરી, અને સાળ, એ બધું અલગ કરી નાખો અને તમને કારખાનાંઓ અને ગરીબઘરો, ધિરાણો અને કટોકટી, અને બે પરસ્પર વિરોધી રાષ્ટ્રો—ખેતીપ્રધાન અને વ્યાપારપ્રધાન રાષ્ટ્રો—નજરે પડશે. (ડેવિડ ઉર્કહાર્ટ, પૃ. ૧૨૨) પરંતુ હવે કેરી આવે છે અને ફરિયાદ કરે છે, કારણ વગર તો ચોક્કસ નહિ જ, કે ઇંગ્લૅંડ દરેક બીજા દેશને માત્ર એવો ખેતીપ્રધાન દેશ બનાવી દેવાની કોશિશ કરે છે કે જેનો ઔદ્યોગિક ઉત્પાદક દેશ ઇંગ્લૅંડ જ રહે. કેરી દાવો કરે છે કે તુર્કીને એ રીતે જ બરબાદ કરવામાં આવેલ છે કારણ કે ત્યાં "જમીનના માલિકો અને જમીનમાં ખેતી કરનારાઓને, હળ અને સાળ તથા હથોડા અને દાતરડા વચ્ચે સ્વાભાવિક એકસંપી સાધીને પોતાને શક્તિશાળી બનાવવાની સંમતિ ઇંગ્લૅંડે કદી આપી નથી". («*Slave Trade*», પૃ. ૧૨૫). કેરીના મત મુજબ ઉર્કહાર્ટે પોતે પણ તુર્કીની બરબાદીમાં બહુ મોટો ભાગ ભજવ્યો છે કારણ કે તેણે ત્યાં ઇંગ્લૅંડના હિતમાં સ્વતંત્ર વેપારનો પ્રચાર કર્યો છે. અને સૌથી મોટી મજાક એ છે કે કેરી કે જે રશિયાનો બહુ મોટો પ્રશંસક અને પ્રેમી છે તે ખેતી અને ગૃહ ઉદ્યોગના સંબંધો જુદા પડી જવાની ક્રિયાને એવી રક્ષણ-પદ્ધતિ મારફત રોકવા માગે છે કે જે તેને વધારે વેગીલી બનાવે છે.

*ખ્રિસ્તી પુરાણ કથાઓ મુજબ, જે રીતે ઈશ્વરે કૈનને એબેલ બાબતમાં પૂછ્યું હતું તે જ રીતે ઇંગ્લૅંડના જમીનોના માલિકોને લોકહિતકારી ગણાવતા ઇંગ્લૅંડના અર્થશાસ્ત્રીઓ, મિલ, રોજર્સ, ગોલ્ડવિન સ્મિથ, ફૉસેટ વગેરે અને ઉદારમતવાદી કારખાનદારો જૉન બ્રાઇટ વગેરે પૂછે છે કે "જમીનનો મુક્ત ખેડહક ધરાવનારા અમારા હજારો લોકો ક્યાં ગયા?" પરંતુ, તો પછી, તમે બધા ક્યાંથી આવ્યા છો? એ જ મુક્ત ખેડહક ધરાવનારાઓના વિનાશમાંથી. આગળ પ્રશ્ન કેમ નથી કરતા કે સ્વતંત્ર વણકરો, કાંતનારાઓ, અને કારીગરો ક્યાં ચાલ્યા ગયા?

ઔદ્યોગિક મૂડીદારનો ઉદ્ભવ એટલો ધીરે ધીરે નહોતો થયો જેટલો ધીરે ધીરે ખેડૂતનો ઉદ્ભવ થયો હતો.* એ બાબતમાં કોઈ જ શક નથી કે કસબીઓના સંઘોના બહુ જ નાના નાના ઉસ્તાદોએ, અને તેથી પણ વધુ સંખ્યામાં નાના નાના સ્વતંત્ર કારીગરોએ, અને રાજી-કામદારોએ પણ, પોતાની જાતને નાના મૂડીદારોમાં પલટાવી નાખી હતી અને પછીથી તે બધા પૂર્ણ વિકસિત મૂડીદાર બની ગયા હતા (ધીમે ધીમે મજૂરીનું શોષણ વધારીને તેમ જ તેની સાથોસાથ મૂડીનો સંચય વધુ વેગવાન બનાવીને). મૂડીવાદી ઉત્પાદનની શરૂઆતમાં પણ મોટે ભાગે એવા પ્રકારના બનાવો બનતા હતા કે જે મધ્યયુગી શહેરોની શરૂઆતમાં બનતા હતા. એવા એવા બનાવો હતા કે જેમાં ગામડાંઓમાંથી નાસી ગયેલા ખેતગુલામોમાંથી કોણ માલિક બને અને કોણ નોકર રહે, તે બાબતના ઝઘડાનો નિર્ણય મોટે ભાગે એ વિગત પરથી કરાતો હતો કે ગામડામાંથી પહેલાં કોણ અને પાછળથી કોણ ભાગી ગયું હતું. એ ક્રિયા એટલી બધી ધીમે ધીમે ચાલતી હતી કે ૧૫મી સદીના આખરી દિવસોની મહાન શોધોએ જે વિશ્વવ્યાપી બજારનું નિર્માણ કર્યું હતું તેની જરૂરતો તેનાથી કદીયે પૂરી થઈ શકે તેમ નહોતું. પરંતુ મધ્યયુગથી મૂડીનાં બે સ્વરૂપો વારસામાં ઊતરી આવ્યાં હતાં, જે બહુ જ અલગ અલગ પ્રકારના આર્થિક સમાજ સંગઠનોની અંદર જ પરિપકવ થયા હતા અને જેને મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનો યુગ શરૂ થતાં પહેલાં વાસ્તવિક મૂડી સમજવામાં આવેલ. એ બન્ને અલગ અલગ પ્રકારો હતા — એક વ્યાજખોરની મૂડી અને બીજો પ્રકાર હતો વેપારીની મૂડી.

> "આ સમયે સમાજનું બધુંયે ધન પહેલાં તો મૂડીદારના કબજામાં ચાલ્યું જાય છે... તે જ જમીનદારને તેનું મહેસૂલ ચૂકવે છે, કામદારને તેની રોજી આપે છે, કર અને દશાંશ ભાગ વસૂલ કરનારાઓને તેમનો હિસ્સો આપે છે અને શ્રમની વાર્ષિક પેદાશનો મોટો ભાગ, અને ખરું પૂછો તો સૌથી મોટો અને સતત વધ્યા કરતો ભાગ, તે પોતાને માટે રાખી લે છે. મૂડીદારની બાબતમાં હવે એમ કહી શકાય તેમ છે કે તે સમાજના

---

*અહીં "ઔદ્યોગિક" શબ્દનો પ્રયોગ ખેત-વ્યવસાયની સરખામણીના શબ્દ તરીકે કરાયો છે. અલગ અર્થમાં તો ખેડૂત પણ એટલી હદે ઔદ્યોગિક મૂડીદાર જ હોય છે જેટલી હદે કારખાનેદાર હોય છે.

તમામ ધનનો પ્રથમ માલિક હોય છે, જોકે કોઈ પણ કાયદાએ તેને સંપત્તિની માલિકીનો અધિકાર આપ્યો નથી... એ પરિવર્તન મૂડી ઉપર વ્યાજ લેવાના ફળ રૂપે પ્રાપ્ત થયેલ છે... અને એ કંઈ ઓછી વિચિત્ર વાત નથી કે યુરોપના બધા જ કાયદા ઘડનારાઓએ કાયદા ઘડીને આ બાબતને રોકવાની કોશિશ કરી હતી, દાખલા તરીકે, વ્યાજખોરી સામે એ હેતુથી જ કાયદાઓ ઘડવામાં આવ્યા હતા... દેશના તમામ ધન ઉપર મૂડીદારનો કબજો સ્થાપિત થઈ જવાથી સંપત્તિના હકમાં ક્રાંતિ જેવું પરિવર્તન થઈ ગયું, અને એ પરિવર્તન, કયા કાયદા કે કાયદાઓથી અમલી બનાવવામાં આવ્યું હતું?" *

આ લેખકે યાદ રાખવું જરૂરી હતું કે ક્રાંતિઓ કાયદાઓ મારફતે નથી કરવામાં આવતી.

વ્યાજખોરી અને વ્યાપાર મારફતે જે રોકડ મૂડીનું નિર્માણ થયું હતું તેને ગામડાંઓમાં સામંતી પદ્ધતિ અને શહેરોમાં કસબી સંઘોના સંગઠને ઔદ્યોગિક મૂડી બનવા દીધી નહોતી.** જ્યારે સામંતી સમાજ વીખરાઈ ગયો અને ગામડાની વસ્તીની સંપત્તિ છીનવી લેવામાં આવી અને આંશિક રૂપે તેમને જમીનો પરથી ખસેડી મૂકવામાં આવ્યા, તેથી આ બંધનો પણ તૂટી ગયાં. નવા કારખાનેદારો સમુદ્ર કિનારાની બંદરગાહોમાં અથવા તો દેશની અંદર એવાં સ્થાનોમાં જઈને સ્થિર થયા કે જે પુરાણી નગરપાલિકાઓ અને તેના કસબી સંઘોના અંકુશની બહાર હતાં. તેથી, જેને નગરપાલિકાઓના અધિકારો પ્રાપ્ત હતા એવાં નગરો સાથે આ ઔદ્યોગિક રોકાણોને ઈંગ્લૅંડમાં બહુ જ આકરો સંઘર્ષ થયો.

અમેરિકામાં સોનાચાંદીની શોધ, આદિવાસી વસ્તીનું સંપૂર્ણ નિકંદન કાઢીને તથા તેમને ગુલામ બનાવી દઈને ખાણોમાં જીવતા દફનાવી દેવાની ક્રિયા, ઈસ્ટ ઈન્ડીઝ પરનો વિજય અને લૂંટની શરૂઆત, કાળી ચામડીવાળા હબસીઓને

---

* «*The Natural and Artificial Right of Property Contrasted*», લંડન, ૧૮૩૨, પૃષ્ઠ ૯૮-૯૯. લેખકના નામના ઉલ્લેખ વગરની આ કૃતિનો લેખક હોડસ્કીન હતો.

** ૧૭૯૪ની વાત છે કે લીડસના નાના કાપડ-ઉત્પાદકોએ એક પ્રતિનિધિ મંડળ મોકલીને સંસદને દરખાસ્ત કરી હતી કે કાયદો ઘડીને વેપારીઓને કારખાનેદાર બનતા રોકી દેવામાં આવે. (Dr. Aikin, «*Description of the Country from 30 to 49 miles round Manchester*», લંડન, ૧૭૯૫.)

વ્યાપારનો શિકાર બનાવવા માટે આફ્રિકા ખંડને મેદાનની ભૂમિ જ બનાવી દેવાની ક્રિયા—વગેરે બનાવો મારફતે એવો સંકેત મળતો હતો કે મૂડીવાદી ઉત્પાદનનો અરુણોદય થઈ રહેલ છે. આ બનાવોનો આદિ સંચયમાં મુખ્ય ભાગ રહ્યો છે. તે પછી તુરત જ યુરોપનાં રાષ્ટ્રોનો વ્યાપાર-વિગ્રહ શરૂ થઈ ગયો, જેનું મેદાન આખી પૃથ્વી હતી. એની શરૂઆત સ્પેનના શાસનની વિરુદ્ધ નેધરલૅંડના બંડથી થઈ હતી, ઇંગ્લૅંડના જેકોબિન-વિરોધી યુદ્ધના રૂપમાં તેને ભયાનક વિસ્તરણ મળ્યું અને ચીનની વિરુદ્ધમાં અફીણની લડાઈઓના સ્વરૂપમાં તે આજે પણ ચાલુ છે, વગેરે.

આદિ સંચયનાં અલગ અલગ ગાળાઓ હવે ઓછાવત્તા સ્વરૂપે કાલક્રમ મુજબ ખાસ કરીને સ્પેન, પોર્ટુગાલ, હોલૅંડ, ફ્રાંસ, અને ઇંગ્લૅંડ વચ્ચે વહેંચાઈ ગયા હતા. ઇંગ્લૅંડમાં ૧૭મી સદીના અંતમાં એ બધાને સાંસ્થાનિક પદ્ધતિ, રાષ્ટ્રીય કરજ, આધુનિક કર-પદ્ધતિ, અને સંરક્ષણ પદ્ધતિ વગેરેમાં સુવ્યવસ્થિત રીતે જોડી દેવામાં આવ્યા હતા. કેટલીક હદે આ પ્રયોગો પાશવી બળના ઉપયોગ પર આધાર રાખનારા હતા, જેનો દાખલો છે સંસ્થાનવાદી વ્યવસ્થા. પરંતુ આ બધાય બનાવોમાં રાજ્યની સત્તાનો ઉપયોગ કરાયો જ હતો અને ઉત્પાદનની સામંતશાહી પદ્ધતિને મૂડીવાદી પદ્ધતિમાં જલદીથી ફેરવી નાખવામાં રાજ્યસત્તાના તમામ પ્રકારો અજમાવાયા હતા, જેથી સંક્રમણનો ગાળો ટૂંકાય. નવા સમાજનો ગર્ભ ધારણ કરતા બધા જ જૂના સમાજ માટે બળ એ દાયણનું કામ કરે છે. બળનો પ્રયોગ પોતે જ એક આર્થિક શક્તિ છે.

ડબલ્યુ હૌવિટ નામનો એક લેખક કે જેણે ખ્રિસ્તી ધર્મનો વિશેષ રૂપે અભ્યાસ કર્યો છે, તે ખ્રિસ્તી સંસ્થાનવાદી વ્યવસ્થા બાબતમાં લખે છે કે

> "પોતાને ખ્રિસ્તી તરીકે ઓળખાવતી જાતિએ, જે કોઈ પ્રજાઓ પર વિજય મેળવવામાં તે સફળ થયેલ તેના પર, સંસારના દરેક વિસ્તારમાં જેવા જંગલી અને ભયાનક અત્યાચારો કર્યા છે તેવા અત્યાચારો પૃથ્વીના કોઈ પણ યુગમાં બીજી કોઈ પણ જાતિએ, પછી ભલે તે ગમે તેટલી ખૂનખાર, જંગલી અને નિર્દય કે બેશરમ હોય તોપણ, ઇતિહાસમાં કર્યા નથી.*

---

* William Howitt, «*Colonization and Christianity. A Popular History of the Treatment of the Natives by the*

હોલૅંડ ૧૭મી સદીનો મુખ્ય મૂડીવાદી દેશ હતો. એ હોલૅંડનો સંસ્થાનવાદી વહીવટનો ઈતિહાસ વિશ્વાસઘાત, લાંચરુશવત, હત્યાકાંડ અને નીચતાની એક અત્યંત અસાધારણ કહાણી છે.* જાવા માટે, ત્યાં ગુલામો તરીકે ઉપયોગમાં લેવા માટે હોલૅંડવાળાઓ સેલેબીજમાં ઈન્સાનોની ચોરી કેવી રીતે કરતા હતા તે બાબત પરથી તેમની પદ્ધતિઓ પર પૂરતો પ્રકાશ પડે છે. કેટલાક માણસોને માણસો ચોરવાની ખાસ તાલીમ આપવામાં આવતી હતી. ચોરો, દુભાષિયાઓ અને વેચાણ કરનારાઓ આ વ્યાપારના મુખ્ય આડતિયાઓ હતા અને દેશી રાજાઓ મુખ્ય વેચનારા હતા. જે યુવકયુવતીઓને ચોરી લેવામાં આવતાં હતાં તેઓ ગુલામો જેટલું કામ કરવાને લાયક ન બની જાય ત્યાં સુધી અને જહાજો ભરીને તેમને મોકલી શકાય તેટલી સંખ્યા ન થાય ત્યાં સુધી સેલેબીજના ગુપ્ત કેદખાનાંઓમાં તેમને પૂરી રાખવામાં આવતાં હતાં. એક સરકારી અહેવાલમાં લખ્યું છે:

> "દાખલા તરીકે, આ એક શહેર મૅકેસ્સર ગુપ્ત કેદખાનાંઓથી ભર્યું છે, જે કેદખાનાં એક એકથી વધુ ભયાનક છે, જેમાં લોભ અને અન્યાયનો શિકાર બનેલા એ અભાગી ઈન્સાનો ભર્યા છે, જેમને તેમનાં કુટુંબોથી અલગ કરીને સાંકળોમાં જકડી દેવામાં આવ્યા છે."

મલાકા ઉપર વિજય મેળવવા માટે ડચ લોકોએ પોર્ટુગાલી ગવર્નરને રુશવતનું વચન આપીને પોતાના તરફ કરી લીધો હતો. તેણે ૧૬૪૧માં ડચ લોકોને શહેરમાં ઘૂસી જવા દીધા. તેમણે શહેરમાં દાખલ થતાંવેંત તે જ ગવર્નરના મકાન પર ચડાઈ કરી અને તેને કતલ કર્યો, જેથી તે ગવર્નરને

---

*Europeans in all their Colonies*», લંડન, ૧૮૩૮, પૃષ્ઠ ૯. સંસ્થાનોમાં દાસો સાથે કેવું વર્તન કરવામાં આવતું હતું, તે બાબતમાં Charles Comteની કૃતિ «*Traité de Législation*» જે ૧૮૩૭માં પ્રકટ થયેલ તેમાં ખૂબ જ જાણકારી એકઠી કરાઈ છે. જે લોકો એ જાણવા માગે છે કે જે કોઈ પણ ઠેકાણે મૂડીદાર વર્ગ કોઈ પણ જાતની રોકટોક વિના જગતનું ઘડતર પોતાની છબી મુજબ કરી શકે ત્યાં તે ખુદ પોતાને તેમ જ કામદારોને શું બનાવી દે છે, એ સમજવા માગનારાઓએ આ પુસ્તકનો સવિસ્તર અભ્યાસ કરવો જોઈએ.

*જુઓ જાવા ટાપુના ભૂતપૂર્વ લેફ્ટેનન્ટ ગવર્નર Thomas Stamford Rafflesની કૃતિ «*The History of Java*», લંડન, ૧૮૧૭.

વિશ્વાસઘાતની કિંમત રૂપે વચન પ્રમાણે ૨૧૮૭૫ પાઉંડ ન આપવા પડે. ડચ લોકોએ જે કોઈ પણ જગ્યાએ પગ મૂક્યો ત્યાં બરબાદી આવી અને વસ્તી ઉજ્જડ થઈ ગઈ. ૧૭૫૦માં જાવાના બૉન્જૂવાંગી પ્રાંતની વસ્તી ૮૦૦૦૦ હતી. ડચ લોકોએ પગ મૂક્યા પછી ૧૮૧૧ સુધીમાં તો ત્યાં માત્ર ૮૦૦૦ની વસ્તી બચી હતી. કેવો સરસ વ્યાપાર!!

ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ[૭], હિંદુસ્તાનમાં રાજકીય સત્તા ઉપરાંત ચાના વેપારનો અખંડ ને સમૂળગો ઈજારો ભોગવ્યો હતો અને ચીન સાથેના વેપારનો પણ ઈજારો ભોગવ્યો હતો, એ જાણીતું છે. વધુમાં યુરોપમાં અને યુરોપથી બહાર માલ લાવવા લઈ જવાનો પણ ઈજારો તે કંપનીનો હતો. એટલું જ નહિ પણ હિંદુસ્તાનના સાગર કિનારા પરનો વેપાર, પૂર્વીય ટાપુઓનો પરસ્પર વેપાર અને સાથોસાથ હિંદુસ્તાનના અંદરના વેપાર પર પણ કંપનીના ઉચ્ચ અમલદારોનો ઈજારો હતો. મીઠું, અફીણ, પાન અને બીજા માલના વેપારનો ઈજારો અખૂટ ખજાના જેવો હતો. આ ચીજોની કિંમત ખુદ કંપનીના અમલદારો નક્કી કરતા હતા અને અભાગી હિંદીઓને પોતાની ઈચ્છા મુજબ લૂંટતા હતા. એ ખાનગી વેપારમાં ગવર્નર જનરલ પણ ભાગ લેતો હતો. તેની મહેરબાની મેળવનારાઓને એટલી બધી સારી શરતોથી કોંટ્રાકટ મળી જતા હતા કે તેઓ જાદુગરો કરતાં પણ તે વધુ હોશિયાર હોય તેમ ધૂળ કે માટીમાંથી સોનું બનાવી લેતા હતા! ચોવીસ કલાકમાં જ વરસાદમાં ઊગી નીકળતા બિલાડીના ટોપની જેમ ઢગલાબંધ દોલત એકઠી કરી લેવાતી હતી. એક શિલિંગ પણ આપ્યા વિના આ આદિ સંચયની આગેકૂચ ચાલુ રહેતી હતી. વોરન હેસ્ટિંગ્સના મુકદ્દમામાં આ પ્રકારના ઘણા કિસ્સાઓ બહાર આવ્યા હતા. એક ઉદાહરણ જુઓ. સલીવાન નામના એક માણસને હિંદુસ્તાનના એક એવા પ્રદેશમાં સરકારી કામ પર મોકલવામાં આવતો હતો કે જે હિંદુસ્તાનના અફીણવાળા પ્રદેશથી બહુ દૂર હતો. એ રવાના થયો ત્યારે તેને અફીણનો કોંટ્રાકટ આપી દેવામાં આવ્યો. સલીવાને પોતાનો કોંટ્રાકટ બીન નામની એક વ્યક્તિને ૪૦૦૦૦ પાઉંડમાં વેચી નાખ્યો. તેણે તે જ દિવસે બીજી એક વ્યક્તિને તે જ કોંટ્રાકટ ૬૦૦૦૦ પાઉંડમાં વેચી નાખ્યો. અને આ છેલ્લા ખરીદનારે એ કોંટ્રાકટ અમલમાં મૂક્યો. તેણે બતાવ્યું કે આટલી બધી વધુ કિંમત ચૂકવવા છતાં તે બહુ ભારે નફો કમાવામાં સફળ થયો. સંસદ સમક્ષ રજૂ કરાયેલી એક યાદી મુજબ તો ૧૭૫૭થી ૧૭૬૬ સુધીમાં કંપની અને તેના અમલદારોને હિંદુસ્તાનીઓ તરફથી ૬૦૦૦૦૦૦ પાઉંડ ભેટસોગાદો તરીકે પ્રાપ્ત થયા હતા. ૧૭૬૯ અને ૧૭૭૦ વચ્ચે અંગ્રેજોએ હિંદુસ્તાનના બધા જ

ચોખા ખરીદી લીધા અને અતિશય ઊંચા ભાવ ન મળે તો વેચવાનો ઈનકાર કરીને ત્યાં દુકાળ પેદા કરી દીધો.* વાડીવિસ્તારોનાં સંસ્થાનો કે જે માત્ર નિકાસ વેપાર માટે નક્કી કરાયેલા હતા, જેવા કે વેસ્ટ ઈન્ડીઝમાં તેમ જ મેક્સિકો અને હિંદુસ્તાન જેવા ગીચ વસ્તીવાળા અને સમૃદ્ધ દેશોમાં, ત્યાંના આદિવાસીઓ સાથે સૌથી વધારે ખરાબ વર્તન કરવામાં આવતું હતું અને લૂંટ ચલાવવામાં આવતી હતી. પરંતુ જે સાચા અર્થમાં સંસ્થાનો હતાં ત્યાં પણ આદિ સંચયના ખ્રિસ્તી પ્રકારે પોતાનું બેહૂદું સ્વરૂપ જાળવી રાખેલ. પ્રોટેસ્ટંટ પંથના ઠાવકા હિમાયતીઓએ, ન્યૂ-ઈંગ્લૅંડના પ્યુરિટનોએ, ૧૭૦૩માં પોતાની પરિષદના કેટલાક આદેશો મારફતે, અમેરિકી આદિવાસીઓને મારીને તેમની ખોપરી લાવવા માટે અથવા તો તેમને જીવતા પકડી લાવવા માટે દરેક આદિવાસી દીઠ ૪૦ પાઉંડનું ઈનામ જાહેર કર્યું હતું. ૧૭૨૦માં દરેક ખોપરી દીઠ ૧૦૦ પાઉંડ ઈનામ જાહેર કરાયેલું. ૧૭૪૪માં મેસેચ્યુસેટ્સના અખાતના વહીવટે જ્યારે એક ખાસ કબીલાને બંડખોર જાહેર કરેલ ત્યારે આ પ્રમાણે ઈનામો જાહેર કરાયેલાં: ૧૨ વર્ષ કે તેથી વધુ ઉંમરના નરની ખોપરી માટે ૧૦૦ પાઉંડ (નવા ચલણ મુજબ), પુરુષ-કેદી માટે ૧૦૫ પાઉંડ, સ્ત્રી અને બાળક કેદીઓ માટે ૫૫ પાઉંડ, બાળકો અને સ્ત્રીઓની ખોપરી માટે ૫૦ પાઉંડ. કેટલાક દાયકાઓ પછી સાંસ્થાનિક વ્યવસ્થાએ એ પાવન યાત્રી પાદરીઓના વંશજો ઉપર વેર વાળ્યું કારણ કે તેઓ દરમિયાનમાં બળવાખોર બની ગયા હતા. અંગ્રેજોની ઉશ્કેરણી પરથી અને અંગ્રેજોના પૈસા લઈને અમેરિકી આદિવાસીઓએ લોકોનાં માથાં વાઢી નાખવા માંડયા. બ્રિટિશ સંસદે જાહેરાત કરી કે શિકારી કૂતરાઓનો ઉપયોગ અને ખોપરી કાઢી લેવાનાં કૃત્યો તો "ભગવાન અને કુદરતે તેમને બક્ષેલી રીતો" છે.

સંસ્થાનવાદી વ્યવસ્થાની છત્રછાયામાં વ્યાપાર અને નૌકાવહન બહુ જ વેગથી વિકસવા માંડયાં. લ્યૂથરના "ઈજારાશાહી સમાજો" મૂડીના કેંદ્રીકરણ માટે શક્તિશાળી સાધનો બની રહ્યા. તેમણે સંસ્થાનોમાં ઊગતાં ઉત્પાદન કેંદ્રો માટે બજારો પૂરી પાડી અને બજારોના ઈજારા મારફતે વધુ ને વધુ સંચય થતો ગયો.

---

*૧૮૬૬માં એકલા ઓરિસ્સા પ્રાંતમાં જ દશ લાખથી વધુ હિંદીઓ ભૂખ્યા ટળવળીને મરણ પામ્યા. પરંતુ તે છતાં જીવન માટે જરૂરી વસ્તુઓ બહુ જ ઊંચા ભાવે ભૂખ્યા લોકોમાં વેચીને સરકારી ખજાનો વધારવાની કોશિશ કરાઈ હતી.

5—876

યુરોપની બહાર ખુલ્લંખુલ્લા લૂંટફાટ ચલાવીને તથા લોકોને ગુલામ બનાવીને અને હત્યાઓ કરીને જે ખજાનાઓ કબજે કરવામાં આવતા હતા તે બધા મૂળ દેશમાં પહોંચાડી દેવામાં આવતા હતા અને ત્યાં મૂડીમાં બદલાઈ જતા હતા. સાંસ્થાનિક વ્યવસ્થાનો પૂર્ણ વિકાસ સૌથી પહેલાં હોલૅંડે કર્યો હતો. તે ૧૬૪૮માં વેપારના ક્ષેત્રમાં સર્વોચ્ચ શિખરે પહોંચી ગયું હતું.

"યુરોપના ઉત્તર-પૂર્વ અને દક્ષિણ-પશ્ચિમ વચ્ચે ચાલતા વાણિજ્યનો અને ઈસ્ટ ઈન્ડીઝના વેપારનો સંપૂર્ણ કબજો તેનો હતો. તેના મત્સ્યકેંદ્રો, સાગરખેડાણ, અને ઉત્પાદન કેંદ્રો બીજા કોઈ પણ દેશની સરખામણીમાં ચડિયાતાં હતાં. પ્રજાસત્તાકની કુલ મૂડી ઘણું કરીને બાકીના યુરોપની એકત્રિત મૂડીથી વધુ મહત્ત્વની હતી." (ગુલીખ).

ગુલીખ ઉમેરવાનું ભૂલી જાય છે કે ૧૬૪૮ સુધીમાં તો હોલૅંડના લોકો બાકીના યુરોપના સમગ્ર વિસ્તારની સરખામણીમાં કામનો વધારે મોટો બોજો વેંઢારતા હતા, વધારે ગરીબીમાં રહેતા હતા, અને વધારે પાશવી જુલમમાં સબડતા હતા.

આજકાલ તો ઔદ્યોગિક સર્વોપરીતાનો અર્થ વ્યાપારના ક્ષેત્રમાં પણ સર્વોપરીતા થાય છે. પરંતુ જેને ઉત્પાદનનો યુગ કહી શકાય તેમાં તેથી ઊલટું હતું, જેની સર્વોપરીતા વ્યાપારના ક્ષેત્રમાં રહેતી હતી તેને જ ઔદ્યોગિક ક્ષેત્રમાં પણ સર્વોપરીતા પ્રાપ્ત થઈ જતી હતી. એ જ કારણસર તે સમયમાં સાંસ્થાનિક વ્યવસ્થાએ આટલી મોટી ભૂમિકા અદા કરી હતી. આ વ્યવસ્થા એવા નવતર "વિચિત્ર દેવ" જેવી હતી કે જે દેવસ્થાનમાં યુરોપના પુરાણા દેવોની પાસે સમાન કક્ષાએ બેસી ગયેલ અને જેણે પછી એક દિવસ જબ્બર ધક્કો મારીને બધા જ પુરાણા દેવોને નીચે પાડી દીધા હતા. તેણે વધારાનું મૂલ્ય કમાવાની બાબતને એ જ માનવતાના એકમાત્ર ઉદ્દેશ્ય અને લક્ષ્ય તરીકે ઘોષિત કરી દીધી. પ્રજાકીય ધિરાણની, એટલે રાષ્ટ્રીય કરજની, પદ્ધતિ કે જેના ઉદ્ભવનાં મૂળ ગેનોઆ અને વેનિસમાં આપણને છેક મધ્યયુગમાં જોવા મળે છે તેણે સામાન્ય રીતે મેન્યુફેક્ચરીંગના ગાળા દરમિયાન આખા યુરોપમાં કાબૂ જમાવી દીધો. સાંસ્થાનિક વ્યવસ્થાએ સમુદ્રી વ્યાપાર અને વ્યાપારી યુદ્ધોના આધારે એ પ્રણાલિકાના વિકાસને કૃત્રિમ વેગ આપ્યો. આમ તેનાં પ્રથમ મૂળ નખાયાં હોલૅંડમાં. રાજ્ય પછી ભલે નિરંકુશ રાજ્ય હોય, બંધારણીય રાજ્ય હોય, કે પ્રજાસત્તાક રાજ્ય હોય, પણ રાજ્યને ધિરાણ કરવાની પદ્ધતિ એટલે રાષ્ટ્રીય

કરજની પ્રણાલિકાએ પૂરેપૂરા મૂડીવાદી યુગ ઉપર પોતાનો પ્રભાવ પાડી દીધો. કહેવાતી રાષ્ટ્રીય સંપત્તિનો જે હિસ્સો આધુનિક પ્રજાઓની માલમિલકતમાં વાસ્તવમાં સામેલ થાય છે તે તેમનું રાષ્ટ્રીય કરજ છે.* તેથી, તેના અનિવાર્ય પરિણામ રૂપે, આવ્યો છે એવો આધુનિક સિદ્ધાંત કે કોઈ પણ રાષ્ટ્ર જેમ જેમ વધુ મોટા કરજના ભાર નીચે દબાતો જાય તેમ તેમ વધુ સમૃદ્ધ બને છે. પ્રજાકીય ધિરાણ એ મૂડીની ઈજ્જત બની જાય છે. અને રાષ્ટ્રીય કરજના ઉદયની સાથે સાથે, રાષ્ટ્રીય કરજમાં આસ્થાનો અભાવ પવિત્ર આત્માની નાલેશી સમો બની રહે છે, અને તેની માફી અપાય જ નહિ.

પ્રજાકીય ધિરાણ આદિ સંચયનું સૌથી વધુ શક્તિશાળી સાધન બની જાય છે, જાણે કોઈ જાદુઈ લાકડીના ફટકાની જેમ તે વાંઝિયા નાણાને ફળ પેદા કરવાની શક્તિ બક્ષે છે અને મૂડીમાં ફેરવી નાખે છે, ઉદ્યોગમાં અને વ્યાજખોરીમાંયે તેના ઉપયોગ જોડે સંકળાયેલી પરેશાનીઓ તથા જોખમોનો ભોગ બનવાની જરૂરત વગર જ મૂડીમાં પલટાવી નાખે છે. રાજ્યને કરજ આપનારાઓ હકીકતે તો કંઈ જ આપતા નથી કારણ કે ઉછીની આપવામાં આવેલી રકમ સહેલાઈથી વેચી શકાતાં સરકારી બોન્ડોમાં રૂપાંતરિત થઈ જાય છે જે લેણદારોના હાથમાં રોકડ નાણાના જેવી જ કામગીરી બજાવે છે. આ પદ્ધતિનું કેવળ એટલું જ પરિણામ નથી આવતું કે બોન્ડોનું વાર્ષિક વ્યાજ ખાતા એદી લોકોનો એક વર્ગ ઊભો થઈ જાય છે, સરકાર અને જનતાની વચ્ચે આડતિયાઓનું કામ કરતા શરાફોની પાસે કોઈ પણ જાતની તકલીફ વિના દોલત એકઠી થઈ જાય છે, અને કર વસૂલ કરનારાઓ તેમ જ વેપારીઓ અને કારખાનેદારો અસ્તિત્વમાં આવે છે, જેમને દરેક રાષ્ટ્રીય લોનનો એક ભાગ આકાશમાંથી વરસી પડેલ મૂડીના રૂપમાં મળવા માંડે છે. તે ઉપરાંત, રાષ્ટ્રીય કરજની પદ્ધતિના ફળ રૂપે જોઈન્ટ-સ્ટોક કંપનીઓ, દરેક પ્રકારની વેચાણક્ષમ વસ્તુઓના સોદા, વાયદાના વેપારનો શોરબકોર, અને ટૂંકમાં શેરબજારનો સટ્ટો અને આધુનિક બૅંકશાહીનો ઉદય થાય છે.

રાષ્ટ્રીય ઈલકાબોથી શોભતી મોટી મોટી બૅંકો તેમના ઉદ્‌ભવના સમયે કેવળ ખાનગી સટ્ટાખોરોનાં મંડળો જેવી જ હતી. તેઓ સરકારોને પક્ષે

---

*વિલિયમ કોબેટ નોંધે છે કે ઈંગ્લૅંડમાં બધી જ જાહેર સંસ્થાઓને "શાહી" મરતબો અપાય છે, તેના વળતર રૂપે જોકે "રાજકીય" દેવું છે જે તેની ખોટ પૂરી દે છે.

ગોઠવાઈ ગયાં હતાં અને પોતાને મળેલા વિશેષાધિકારોના ફળ રૂપે રાજ્યને નાણાં ધીરવાની સ્થિતિએ પહોંચ્યાં હતાં. આ બૅંકોની શેરમૂડીમાં ઉત્તરોત્તર વધારો થતો ગયો હતો એ હકીકત રાષ્ટ્રીય કરજના સંચયની સૌથી વધુ સચોટ સાબિતી હતી. આ બૅંકોનો પૂર્ણ વિકાસ ૧૬૯૪માં થયો, જ્યારે ઈંગ્લૅંડની બૅંકનો પાયો નખાયો. ઈંગ્લૅંડની બૅંકે સરકારને આઠ ટકા વ્યાજ લેખે નાણાં ઉધાર આપીને શરૂઆત કરી તે સાથે જ સંસદે એ જ મૂડી બૅંકની નોટોના રૂપે ફરીથી જનતાને ઉધાર દઈને નાણામાં ફેરવવાની એ બૅંકને પરવાનગી આપી દીધી. એ નોટોનો ઉપયોગ હૂંડીઓ રોકડ કરવામાં કે છોડાવવામાં, ચીજ વસ્તુઓ કે માલ ઉપર ધિરાણ આપવામાં, તેમ જ કીમતી ધાતુઓ ખરીદવામાં કરવાની છૂટ પણ તેને આપી દેવાઈ. થોડા જ સમયમાં એ ધિરાણ-નાણાં કે જેને બૅંકે પોતે જ બનાવ્યાં હતાં તે એવું રૂપ ધારણ કરી શક્યાં કે જેના માધ્યમ મારફતે બૅંક ઓફ ઈંગ્લૅંડ રાજ્યને નાણાં ધીરવા માંડી અને રાજ્ય વતી પ્રજાકીય ધિરાણનું વ્યાજ ચૂકવવા લાગી. એટલું પૂરતું નહોતું કે બૅંક એક હાથે આપીને બીજા હાથે વધુ પાછું લઈ લેતી હતી, પરંતુ તે વધુ લેતી વેળા પણ, રાષ્ટ્રને ધીરનાર સનાતન શરાફ બની રહી, રાષ્ટ્રને ધીરવામાં આવતો આખરી શિલિંગ તેની પાસેથી આવતો હતો. ધીમે ધીમે તે અનિવાર્ય રૂપે દેશના ધાતુ સંઘરાનું મથક અને તમામ વ્યાપારી ધિરાણનું આકર્ષણ કેંદ્ર બની ગઈ. એકાએક ફાટી નીકળેલા બૅંકરો, શરાફો, વ્યાજખોરો, દલાલો, શેરબજારના સટ્ટાખોરો, વગેરેના જમેલાની સમકાલીનો ઉપર પડેલી અસરની સાબિતી એ વખતનાં લખાણોમાંથી, દાખલા તરીકે બોલીંગબ્રુકનાં લખાણોમાંથી, મળે છે.* રાષ્ટ્રીય કરજની સાથોસાથ આંતરરાષ્ટ્રીય ધિરાણ પદ્ધતિનો ઉદય થયો. આ પદ્ધતિની પાછળ કોઈ ને કોઈ પ્રજાના આદિ સંચયનો સ્રોત સંતાયેલો રહ્યા કર્યો છે. વેનિસમાં ચોરીની જે પદ્ધતિનો વિકાસ થયો હતો તેમાં સમાયલાં દુષ્ટ કૃત્યો હોલૅંડની ધન-સંપત્તિનાં છૂપાં મૂળ હતાં કારણ કે વેનિસ તેના પતનના સમયમાં હોલૅંડને બહુ મોટી રકમો ધીર્યા કરતું હતું. હોલૅંડ અને ઈંગ્લૅંડ વચ્ચે પણ કંઈક આવા પ્રકારના સંબંધો હતા. ૧૮મી સદીની શરૂઆત થતાં થતાં ડચ ઉત્પાદન કેંદ્રો બહુ જ પાછળ રહી ગયાં હતાં.

---

*"જો તાતાર લોકો આજકાલ યુરોપ પર હુમલો કરે તો તેમને એ સમજાવવું બહુ જ અઘરું થઈ પડે કે આજકાલ નાણાકીય પદ્ધતિ કેવી ભૂમિકા ભજવે છે." (Montesquieu, «*Esprit des Loix*».)

વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રમાં હોલૅંડ હવે સૌથી મુખ્ય રાષ્ટ્ર નહોતું રહ્યું. તેથી ૧૭૦૧થી ૧૭૭૬ સુધી તેનો એક મુખ્ય ધંધો મૂડીની જબરજસ્ત રકમો ધીરવાનો, ખાસ કરીને પોતાના મોટા હરીફ ઈંગ્લૅંડને ધીરવાનો, રહ્યો હતો. આજકાલ ઈંગ્લૅંડ અને અમેરિકા વચ્ચે પણ એવું જ ચાલે છે. આજે જે વિશાળ મૂડી જન્મના પ્રમાણપત્ર વગર અમેરિકામાં દેખા દે છે તે ગઈકાલે ઈંગ્લૅંડમાં બાળકોનું મૂડીકૃત લોહી હતી.

રાષ્ટ્રીય કરજનો આધાર હોય છે જાહેર મહેસૂલમાંથી થતી આવક. ચડેલા વ્યાજ વગેરેની જે વાર્ષિક ચુકવણીઓ કરવી પડતી હોય છે તે એ આવકમાંથી કરવામાં આવે છે. આધુનિક કરપદ્ધતિ રાષ્ટ્રીય લોનોની પદ્ધતિની આવશ્યક પુરવણી હોય છે. લોનો લઈને સરકારો પોતાનાં અસાધારણ ખર્ચને પહોંચી વળે છે, કર ભરનારાઓને તેની અસર તરત નથી વરતાતી. પરંતુ લોનોના પરિણામે કરવેરા વધારવાનું જરૂરી બને છે. બીજી બાજુએ એક પછી એક કરજ લેતા જવાને કારણે સરકાર ઉપર બહુ મોટું દેવું ચડી જાય છે, તેને પરિણામે કરવેરામાં વધુ જંગી વધારો થતો રહે છે, અને તેમ થવાને પરિણામે નવા અસાધારણ ખર્ચા માટે સરકારને હમેશાં નવી લોનોનો આશરો લેવો પડે છે.

આધુનિક નાણાનીતિની ધરી એ છે કે ગુજરાનનાં અત્યંત જરૂરી સાધનો પર કરવેરા નાખવા (અને એ રીતે તેમના ભાવો વધારવા) એટલે આધુનિક નાણાનીતિમાં આપોઆપ વૃદ્ધિનું બીજ સમાયેલું હોય છે. અતિ કરવેરા કોઈ ઘટના નથી પણ સમજો કે સિદ્ધાંત છે. હોલૅંડ કે જ્યાં એ પદ્ધતિના શ્રીગણેશ કરાયા હતા ત્યાંના મહાન દેશભક્ત ગણાતા દે વીટ્ટ નામના મહાનુભાવે પોતાની રચના «*Maxims*»માં [10] આ પદ્ધતિને સર્વોત્તમ ગણાવીને પ્રશંસા કરતાં જણાવ્યું છે કે તે રોજી-કામદારને તાબેદાર, મિતવ્યયી, ઉદ્યમી, અને અતિશય શ્રમના બોજાથી દબાયેલો રાખે છે. પરંતુ એ પદ્ધતિ રોજી-કામદારોની હાલત ઉપર જે સત્યાનાશી અસર પાડે છે તેની સાથે આપણને અહીંયાં ઓછો સંબંધ છે, આપણને વધારે સંબંધ તો તેમાંથી પરિણમતા ખેડૂતોના, કસબી-કારીગરોના, અને ટૂંકમાં નીચલા મધ્યમ વર્ગનાં બધાં જ તત્ત્વોના, જબરજસ્તીથી કરવામાં આવતા માલિકીહરણ સાથે છે. એ વિષય ઉપર તો મૂડીવાદી અર્થશાસ્ત્રીઓમાં પણ બે મત નથી. તેનું એક અવિભાજ્ય અંગ બની રહેતી સંરક્ષણ પદ્ધતિ માલિકીહરણના સંબંધમાં તેની અસરકારકતાને વળી વધારી દે છે.

સંપત્તિના મૂડીકરણમાં અને લોકસમુદાયોના માલિકીહરણમાં પ્રજાકીય ધિરાણની પદ્ધતિએ તેમ જ તેને અનુરૂપ નાણાનીતિની પદ્ધતિએ જે મહત્ત્વનો

ભાગ ભજવ્યો છે તેને ધ્યાનમાં લઈને કોબેટ, ડબલડે, અને બીજા લેખકોએ ભૂલથી આધુનિક પ્રજાઓની કંગાલિયતનું મૂળભૂત કારણ તેમાં શોધવાની ગલત કોશિશ કરી છે.

સંરક્ષણની પદ્ધતિ ઉત્પાદનનો ધંધો કરનારાઓને ઉપજાવી કાઢવાનું, સ્વતંત્ર કામદારોના માલિકીહરણનું, ઉત્પાદન અને ગુજરાનનાં રાષ્ટ્રીય સાધનોના મૂડીકરણનું, તેમ જ ઉત્પાદનની મધ્યયુગીન પદ્ધતિમાંથી આધુનિક પદ્ધતિમાં સંક્રમણને પરાણે ટૂંકાવવાનું કૃત્રિમ સાધન હતી. આવી નવરચના ઉપર કોનો અધિકાર તે મુદ્દા પર યુરોપીય રાજ્યોએ એકબીજાને જાણે પીંખી નાખ્યાં, અને તેને એક વાર વધારાનું મૂલ્ય બનાવનારાઓની સેવામાં લગાવી દીધા પછી હેતુને બર આણવાની બાબતમાં તેમના પોતાના લોકોને માથે માત્ર આડકતરી રીતે સંરક્ષણાત્મક જકાતનો અને સીધી રીતે વિકાસનાં ઇનામોનો બોજો લાદીને સંતોષ ન માની લીધો. તેમણે વધુમાં પોતાના કબજાના પરાધીન દેશોમાં તમામ પ્રકારના ઉદ્યોગને જબરજસ્તીથી નષ્ટ કરી નાખ્યો, દાખલા તરીકે ઇંગ્લૅંડે આયર્લૅંડના ઊનના માલના ઉત્પાદનની બાબતમાં એમ કર્યું હતું.

તળ યુરોપખંડમાં કોલબેરના ઉદાહરણ પછી પ્રક્રિયા ઘણી વધારે સરળ બની ગઈ. આદિ ઔદ્યોગિક મૂડીનો એક ભાગ અહીં સીધેસીધો રાજ્યના ખજાનામાંથી જ આવ્યો હતો.

> મિરાબો બોલી ઊઠે છે કે "યુદ્ધ પહેલાં સેક્સનીની ઉત્પાદન સંબંધી સમૃદ્ધિનું કારણ ખોળવા માટે એટલે દૂર જવાની શું જરૂર છે? રાજાઓએ લીધેલાં અઢાર કરોડનાં કરજો નજર સામે જ છે!"*

સાંસ્થાનિક વ્યવસ્થા, રાષ્ટ્રીય કરજ, ભારે કરવેરા, સંરક્ષણની પદ્ધતિ, વ્યાપારી યુદ્ધો, વગેરે, ખરેખર જથ્થાબંધ ઉત્પાદનના સમયનાં એ સંતાનો, આધુનિક ઉદ્યોગના બાલ્યકાળ દરમિયાન વિરાટ પ્રમાણમાં વૃદ્ધિ પામ્યાં. નિર્દોષોની જબ્બર કત્લેઆમ જાણે કે આધુનિક ઉદ્યોગના ઉદયની નિશાની બની ગઈ હતી. શાહી નૌકાદળની જેમ જ કારખાનાંઓમાં પણ ફરજિયાત ભરતી કરી દેવામાં આવતી હતી. ૧૫મી સદીનાં છેલ્લાં તેત્રીસ વર્ષોથી શરૂ કરીને,

---

* Mirabeau, «*De la monarchie prussienne*», લંડન, ૧૭૮૮, પૃષ્ઠ ૧૦૧.

સર ઈડેનના સમય સુધી જે ખતરનાક ઢંગથી ખેત-વસ્તીની જમીનો જબરજસ્તીથી છીનવી લેવામાં આવી હતી તેનાથી ઈડેન ટેવાઈ ગયો હતો.

એ ક્રિયાને ઈડેન મૂડીવાદી ખેતીની સ્થાપના માટે, અને "ખેતીની જમીન તથા ચરિયાણ જમીન વચ્ચે યોગ્ય પ્રમાણ સ્થાપવા માટે" સર્વ પ્રકારે અનિવાર્ય કે જરૂરી સમજતો હતો. એ ક્રિયાથી ઈડેન સાહેબને ખૂબ જ સંતોષ હતો, ખુશી હતી. પરંતુ હાથ-ઉદ્યોગના શોષણને યંત્ર-ઉદ્યોગના શોષણમાં રૂપાંતરિત કરવા માટે અને મૂડી તથા શ્રમશક્તિ વચ્ચે "સાચો સંબંધ" સ્થાપવા માટે, બાળકોને ચોરી જવા અને તેમને ગુલામ બનાવીને રાખવાની ક્રિયા પણ, તેના પોતાના જ પહેલી ક્રિયાના તર્ક મુજબ, સર્વ પ્રકારે જરૂરી ગણાવી શકાય એમ કહેવાની હદે, તેની આર્થિક સૂઝ ન પહોંચી શકી તેથી તે લખે છે કે

> "પ્રજાએ, કદાચ, એ પ્રશ્ન તરફ ધ્યાન આપવું જોઈએ કે શું એવા કોઈ ઉદ્યોગથી પણ વ્યક્તિઓનું કે રાષ્ટ્રનું કલ્યાણ થઈ શકે છે કે જેને સફળતાથી ચલાવવા માટે ઝૂંપડાં અને અનાથાશ્રમોમાંથી ગરીબ બાળકોને પકડી પકડીને મંગાવવામાં આવે, રાતના મોડે સુધી તેમની પાસેથી વારાફરતી કામ કરાવવામાં આવે, અને તેમનો એવો આરામ પણ છીનવી લેવામાં આવે કે જેની બધાને જરૂર હોય છે અને બાળકોને તો સૌથી વધારે જરૂર હોય છે, અને જુદી જુદી ઉંમરનાં તેમ જ જુદા જુદા પ્રકારોની મનોવૃત્તિ ધરાવતાં સ્ત્રીપુરુષોને એક જ ઠેકાણે એવી રીતે એકઠાં કરી દેવામાં આવે કે માત્ર એકબીજાને જોઈજોઈને પણ તેમનું દુરાચારી બની જવાનું અનિવાર્ય થઈ જાય?"

ફીલ્ડેને લખ્યું છે કે "ડર્બીશાયર અને નોટિંગમશાયર તાલુકાઓમાં અને વિશેષ રૂપે લેંકેશાયરના તાલુકામાં નવાં મશીનોનો ઉપયોગ એવાં કારખાનાંઓમાં કરાયો હતો કે જે પવનચક્કીઓ ચલાવી શકાય તેવી નદીઓના તટપ્રદેશોમાં બાંધેલાં હતાં. શહેરોથી બહુ જ દૂર આવેલાં એ કારખાનાંઓમાં, એ સ્થળોએ, એકાએક હજારો કામદારોની જરૂર પડતી હતી. ખાસ કરીને લેંકેશાયર એ સમય સુધી બહુ જ ઓછી વસ્તીવાળું ઉજ્જડ સ્થળ હતું, ત્યાં સારી વસ્તીની જ બહુ સખત જરૂર હતી. ત્યાં સૌથી વધુ માંગ નાનાં બાળકોની નાનકડી ચપળ આંગળીઓની હતી, તેથી લંડન, બર્મિંગહામ તથા બીજાં સ્થળોએથી સાર્વજનિક ગરીબ-ઘરોમાંથી શિખાઉ બાળકોને મંગાવવાની પ્રથા તત્કાળ પ્રચલિત થઈ ગઈ. સાતથી

તેર કે ચૌદ વર્ષ સુધીનાં હજારો નાનાં નાનાં નિરાધાર બાળકોને ઉત્તરમાં કામ કરવા મોકલી દેવામાં આવતાં. એવી પ્રથા હતી કે શિખાઉ બાળકોનો માલિક તેમને રોટી-કપડાં આપતો અને કારખાનાની નજીક "શિખાઉ ઘરો"માં તેમને રાખતો. તેમની દેખરેખ માટે નિરીક્ષકો નીમી દેવામાં આવતા હતા, જેમનું હિત એ બાબતમાં રહેતું હતું કે બાળકો પાસેથી વધુમાં વધુ કામ લે કારણ કે તેઓ બાળકો પાસેથી જેટલું વધુ કામ લઈ શકતા તેટલું વધુ વેતન તેમને મળતું. સ્પષ્ટ છે કે તેનું પરિણામ બેશક ક્રૂરતામાં જ આવતું હતું... કારખાનાંમાં જથ્થાબંધ ઉત્પાદન કરનારા મોટા ભાગના જીલ્લાઓમાં અને મારા ખ્યાલ પ્રમાણે એ અપરાધી તાલુકો કે જેનો હું રહીશ છું (લેંકેશાયર), ત્યાં કારખાનેદારો આ નિર્દોષ, લાચાર બાળકો કે જેમને માલિક-કારખાનેદારોને હસ્તક રાખી દેવામાં આવ્યા હતા તેમને હૈયું કકળાવી નાખે એવી અતિશય ક્રૂરતાઓનો શિકાર બનવું પડતું હતું. તેમની પાસેથી એટલું સખત કામ કરાવવામાં આવતું હતું કે તેઓ અતિશય પરિશ્રમને કારણે માનો કે મૃત્યુના કિનારા સુધી પહોંચી જતાં હતાં. તેમને ચાબુકોથી ફટકારવામાં આવતાં, સાંકળોમાં જકડી રાખવામાં આવતાં, અને ક્રૂરતાની અત્યંત ઉત્કૃષ્ટ કલાત્મક રીતો અજમાવીને તેમની ઉપર અત્યાચાર કરવામાં આવતા. તેમાંથી ઘણાંઓને તો કામ વખતે ચાબુકોથી મારવામાં આવતાં અને ભૂખ્યાં પણ રાખવામાં આવતાં, જેને કારણે તેમનાં હાડકાં બહાર નીકળી આવતાં હતાં... અને તે એટલી હદ સુધી કે કેટલાંક તો આપઘાત પણ કરતાં હતાં... લોકોની નજરથી દૂર અથવા છુપી રીતે ડર્બીશાયર, નોટિંગમશાયર અને લેંકેશાયરના સુંદર અને મનોહર લીલાછમ વિસ્તારો દારૂણ અને નિર્દય યાતનાગૃહોમાં અને કેટલાકને માટે તો વધસ્થાનોમાં ફેરવાઈ જતા હતા. કારખાનેદારોને બેસુમાર નફો થતો હતો, પરંતુ તેથી તેમની ભૂખ સંતોષાવાને બદલે વધુ ને વધુ તીવ્ર થતી જતી હતી. એટલે કારખાનેદારોએ એવી તરકીબ શોધી કાઢી કે જેનાથી તેમને એવી આશા હતી કે તેમના નફા નિરંતર વધતા જ જશે અને એ વધવાની ક્રિયા કદીયે અટકશે જ નહિ. તેમણે એ પદ્ધતિ કે જેને "રાતની પાળી" નામે ઓળખાવવામાં આવેલી તેનો પ્રયોગ શરૂ કર્યો. મતલબ એ કે જ્યારે કામદારોની એક સંખ્યા દિવસ દરમિયાન કામ કરીને થાકીને લોથપોથ થઈ જાય ત્યાં સુધીમાં બીજી એક સંખ્યા રાતભર કામ કરવા માટે તૈયાર થઈ જાય. દિવસની પાળીવાળા કામદારો રાતની પાળીવાળા

કામદારોની પથારીઓમાં સૂઈ જાય, અને રાતની પાળીવાળા કામદારો સવારે દિવસની પાળીવાળા કામદારોએ ખાલી કરેલી પથારીઓમાં સૂઈ જાય. આમ લેંકેશાયરની એવી પરંપરા હતી કે ત્યાં પથારીઓ કદી ઠંડી પડતી નહોતી."*

કારખાના-ઉત્પાદનના ગાળામાં મૂડીવાદી ઉત્પાદનના વિકાસથી યુરોપના લોકમતમાંથી શરમ અને વિવેકના છેલ્લા અવશેષો પણ ખતમ થઈ ગયા હતા. લાગણીશૂન્ય બનીને રાષ્ટ્રો એવા દરેક અનાચારની શેખી મારતા હતા કે જેના થકી મૂડીવાદી સંચયનું કામ કાઢી શકાતું હતું. દાખલા તરીકે મહેરબાન એ. એંડરસનની જાણે કે ભોળપણમાં લખાઈ હોય તેવી કિતાબ 'વેપારનો ઈતિહાસ'

---

*જુઓ Gisborne, «*Inquiry into the Duties of Men*». આ બાબતમાં વાંચવા જેવી છે. "જ્યારે વરાળના એંજીને ગામડાંઓમાં જળધોધ નજીક નખાયલાં કારખાનાંઓને ખસેડીને શહેરોની વચ્ચોવચ્ચ ખડાં કરી દીધાં ત્યારે વધારાનું મૂલ્ય બનાવનારા "સંયમી" મૂડીદારને બાળ-સામગ્રી તૈયાર હાથ લાગી ગઈ, તેને ગુલામોની ખોજમાં ગરીબઘરોનાં બારણાં ન ખખડાવવાં પડયાં. સર આર. પીલ ("સંભવ પ્રધાન"ના પિતા) તરફથી ૧૮૧૫માં બાળકોના સંરક્ષણ માટેનું બિલ રજૂ કરવામાં આવ્યું ત્યારે "સુવર્ણ સમિતિના" વગદાર સભ્ય અને રિકાર્ડોના નિકટના મિત્ર ફ્રાંસિસ હોર્નરે સંસદમાં જણાવ્યું હતું: બદનામ હકીકત સૌને જાણીતી છે કે એક દેવાળિયાની માલમતામાં એવાં બાળકોની એક ટોળીને—એવો શબ્દ વાપરવાની છૂટ લેવાય તો—પણ વેચાણ માટે સામેલ કરવામાં આવી હતી અને તેની જાહેરાત મિલકતના હિસ્સા તરીકે ખુલ્લંખુલ્લા કરાઈ હતી. બે વર્ષ પહેલાં રાજાની નયાયાધીશ સમિતિની અદાલતમાં બેહદ અત્યાચારી ઉદાહરણ રજૂ થયેલ. લંડનના એક ક્ષેત્રના વહીવટ તરફથી એવા કેટલાક છોકરાઓને એક કારખાનેદારને ત્યાં શિખાઉ કામદારો તરીકે રખાવી દીધા હતા. ત્યાંથી તેમને એક બીજા કારખાનેદારને ત્યાં મોકલી દેવામાં આવ્યા. કેટલાક દયાળુ લોકોએ તેમને એકદમ ભૂખમરાની હાલતમાં જોયા. તેનાથી પણ વધુ ભયંકર ઉદાહરણ મને જોવા મળેલ, હું એક સંસદીય સમિતિના સભ્ય તરીકે કામ કરતો હતો ત્યારે... વાતને ઝાઝાં વરસ નથી થયાં, લંડનના એક ક્ષેત્રના વહીવટ અને લેંકેશાયરના એક કારખાનેદાર વચ્ચે એક કરાર થયેલો, તેમાં એવી જોગવાઈ હતી કે કારખાનેદાર દર વીશ સમજદાર બાળકો દીઠ એક સાવ ભોટ બાળકને પણ કામે રાખે."

વાંચો. તેમાં કરવામાં જાહેરાત મુજબ અંગ્રેજોની રાજનીતિની બહુ મોટી સફળતા આ વાતમાં હતી કે વ્યાપારને લગતી સંધિ[11] મારફતે આફ્રિકા અને સ્પેનિશ અમેરિકા વચ્ચે હબસીઓનો વેપાર કરવાનો હક્ક સ્પેનવાળાઓ પાસેથી છીનવી લેવામાં આવ્યો. એથી પહેલાં તો માત્ર આફ્રિકા અને બ્રિટિશ વેસ્ટ ઈંડીઝ વચ્ચે જ તેવો હબસીઓનો વેપાર કરી શકાતો હતો. આ સંધિ મારફતે ઈંગ્લૅંડને ૧૭૪૩ સુધી દર વર્ષે ૪૮૦૦ હબસીઓ સ્પેનિશ અમેરિકામાં મોકલવાનો હક્ક મળી ગયો. તેની સાથોસાથ બ્રિટિશ દાણચોરી ઉપર પણ સત્તાવાર પડદો પડી ગયો. લિવરપુલ ગુલામોના વ્યાપારથી ધન કમાઈ કમાઈને મોટું બનવા માંડયું. તેના આદિ સંચયનો આ પ્રકાર હતો. અને તે એટલી હદ સુધી કે આજે પણ લિવરપુલના પ્રતિષ્ઠિત લોકો ગુલામોના વેપારનાં વખાણ કર્યા કરે છે. દાખલા તરીકે, ડો. ઐકિનની જે રચનાનો ઉલ્લેખ અહીં આપણે કરી ચૂક્યા છીએ (૧૭૯૫). તેમાં લખવામાં આવ્યું છે કે ગુલામોનો વેપાર હિંમતભર્યા સાહસની ભાવના સાથે મેળ ખાય છે જે લિવરપુલના વેપારનું એક વિશેષ લક્ષણ છે અને તેને સમૃદ્ધિની હાલની સ્થિતિમાં પહોંચાડવામાં કારણભૂત છે, એથી વહાણવટાના કારોબારમાં લોકોને અને ખલાસીઓને મોટા પ્રમાણમાં કામ મળ્યું છે તથા દેશનાં કારખાનાંઓમાં બનાવેલા સામાનની માંગ વધી છે. લિવરપુલ ગુલામોના વ્યાપાર માટે ૧૭૩૦માં ૧૫ જહાજોનો ઉપયોગ કરતું હતું, ૧૭૫૧માં ૫૩ જહાજો થયાં, ૧૭૬૦માં ૭૪ થયાં, ૧૭૭૦માં ૯૬ થયાં, અને ૧૭૯૨માં સંખ્યા ૧૩૨ થઈ ગઈ.

ઈંગ્લૅંડમાં કાપડ ઉદ્યોગે બાળકોની ગુલામીના શ્રીગણેશ કર્યા હતા, અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં એ ઉદ્યોગે પુરાણા જમાનાની ઓછેવત્તે અંશે પિતૃસત્તાત્મક ગુલામીમાંથી વેપારી શોષણની પદ્ધતિમાં રૂપાંતરને પ્રવેગ આપ્યો. ખરેખર તો યુરોપમાં રોજી-કામદારોની છૂપી ગુલામીના આધાર તરીકે નવી દુનિયામાં નિર્ભેળ અને સાદી ગુલામી જરૂરી હતી.*

---

*૧૭૯૦માં અંગ્રેજોની હકૂમતવાળા વેસ્ટ ઈંડીઝના પ્રદેશમાં એક સ્વતંત્ર માણસ દીઠ દસ ગુલામ હતા, ફ્રાંસની હકૂમતવાળા વેસ્ટ ઈંડીઝના પ્રદેશમાં એક સ્વતંત્ર માણસ દીઠ ચૌદ ગુલામો હતા, અને ડચ હકૂમતવાળા વેસ્ટ ઈંડીઝના પ્રદેશમાં એક સ્વતંત્ર માણસ દીઠ ત્રેવીસ ગુલામો હતા. (Henry Brougham, «*An Inquiry into the Colonial Policy of the European Powers*», ૧૮૦૩, પૃષ્ઠ ૭૪.)

ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિના "શાશ્વત કુદરતી નિયમો"ની સ્થાપના કરવા માટે અને શ્રમની પરિસ્થિતિ અને શ્રમિકોને જુદા પાડવાની પ્રક્રિયા પૂરી કરવા માટે, એક બાજુ ઉત્પાદનનાં સામાજિક સાધનો અને ગુજરાન ચલાવવાનાં સાધનોને મૂડીમાં ફેરવી નાખવા માટે તેમ જ બીજી બાજુએ લોકોના સમુદાયોને રોજી-કામદારોમાં, "મુક્ત મહેનતકશ ગરીબો"માં, આધુનિક સમાજની કૃત્રિમ પેદાશમાં,* ફેરવી નાખવા માટે આટલું કષ્ટ કે દુ:ખ ઉઠાવવું જરૂરી હતું (!!!).

---

*"મહેનતકશ ગરીબો"નો ઉલ્લેખ ઇંગ્લૅંડના કાયદાઓમાં તે ક્ષણથી થવા માંડે છે જે ક્ષણથી રોજી-કામદારોનો વર્ગ નજરે ચડવા માંડે છે. એ શબ્દનો ઉપયોગ એક તરફ તો "એદી ગરીબો", ભિખારીઓ, વગેરેના વિરોધમાં અને બીજી બાજુ એવા કામદારોના વિરોધમાં વપરાય છે કે જે હજી શ્રમનાં પોતાનાં સાધનોના માલિકો હોય, એવાં કબૂતરોની જેમ જ કે જેની પાંખો હજી કપાઈ ન ગઈ હોય. કાયદાપોથીમાંથી એ નામ અર્થશાસ્ત્રમાં ઘૂસી ગયું અને કુલપેપેર, ચાઇલ્ડ, વગેરે લેખકોની રચનાઓમાંથી તે ઍડમ સ્મિથ અને ઇડેનને મળ્યું. એટલું જાણ્યા પછી આપણે ખુદ એ બાબતનો નિર્ણય કરી શકીએ કે જ્યારે "તિરસ્કારયુક્ત રાજનૈતિક શબ્દાડંબર રચવામાં સિદ્ધહસ્ત" એડમંડ બેર્કે "મહેનતકશ ગરીબો" શબ્દને તિરસ્કારયુક્ત શબ્દાડંબરમાં ખપાવેલ ત્યારે એ મહેરબાને કેવા સદ્ભાવનો પરિચય દેખાડયો હશે?! એ ખુશામતખોર ઇન્સાન જ્યારે અંગ્રેજ અલ્પતંત્રનો પગાર ખાતો હતો ત્યારે તે ફ્રાંસની ક્રાંતિની વિરુદ્ધ કાર્યવાહીઓની પ્રશંસા કર્યા કરતો હતો અને તે જ રીતે અમેરિકી પરેશાનીઓની શરૂઆતમાં ઉત્તર અમેરિકાની વસાહતોનો પગાર ખાતો હતો ત્યારે તેણે ઇંગ્લૅંડના અલ્પતંત્રની વિરુદ્ધ ઉદારમતવાદી હોવાનો ઢોંગ કર્યો હતો, પરંતુ અસલમાં તો તે સો ટકા અસંસ્કારી મૂડીવાદી હતો. તેણે લખ્યું હતું કે "વેપારના નિયમો કુદરતના નિયમો છે અને તેથી ઈશ્વરના નિયમો છે" (E. Burke, «*Thoughts and Details on Scarcity*», લંડન, ૧૮૦૦, પૃ. ૩૧-૩૨). આમ, જરાયે આશ્ચર્યની વાત નથી કે તે ઈશ્વર અને કુદરતના નિયમો મુજબ પોતાને હંમેશાં વધુમાં વધુ કિંમતે વેચવા તૈયાર રહેતો હતો. જે દિવસોમાં આ એડમંડ બેર્કે ઉદારમતવાદી હતો એ દિવસોનું તેનું સરસ ચિત્રણ આપણને રેવરેન્ડ ટકરની રચનાઓમાં જોવા મળે છે. ટકર પાદરી હતો અને રૂઢિચુસ્ત હતો પરંતુ એ સિવાય તો ટેકીલો આદમી અને કાબેલ રાજનૈતિક અર્થશાસ્ત્રી હતો. આજકાલ અર્થશાસ્ત્રમાં જેનું કુખ્યાત

જો ઓગિયેરના કહેવા પ્રમાણે (પૅરિસ, ૧૮૪૨), "જો નાણું વિશ્વમાં ગાલે રક્તનું ધાબું લઈને જન્મતું હોય તો મૂડી જરૂર પગથી માથા સુધી, છિદ્રેછિદ્રેથી, લોહી અને મેલ ટપકાવતી જન્મ લે છે."*

## મૂડીવાદી સંચયનું ઐતિહાસિક વલણ

મૂડીના આદિ સંચયનો, એટલે કે તેના ઐતિહાસિક ઉદ્‌ભવનો, આખર શું મતલબ છે? ગુલામો અને ખેતગુલામોનું રૂપાંતર તત્કાળ રોજી-કામદારોમાં થઈ જતું નથી, ખાલી રૂપમાં જ ફેરફાર થતો નથી, એટલે તેનો અર્થ ઉત્પાદકોના માલિકીહરણનો થાય છે, બીજા શબ્દોમાં કહીએ તો તે એવી ખાનગી માલિકીનું વિઘટન બની રહે છે કે જે તેના માલિકના શ્રમ ઉપર આધારિત હોય.

---

ડરપોક ચારિત્ર્ય પ્રચલિત છે અને "વેપારના નિયમોમાં જેનો અતૂટ વિશ્વાસ છે તેને જોઈને આપણું એ પરમ કર્તવ્ય બની જાય છે કે બેર્કે જેવા લોકોની અસલિયતને વારંવાર ખુલ્લી પાડીએ કારણ કે તેઓ પોતાના અનુગામીઓથી માત્ર એક જ બાબતમાં જુદા પડે છે—પ્રતિભાની બાબતમાં."

*એક ત્રિમાસિક સમીક્ષકના કથન મુજબ મૂડી અશાંતિ અને સંઘર્ષથી દૂર ભાગે છે અને બહુ જ ભીરુ હોય છે. એ વાત સત્ય છે, પણ એટલું જ કહેવું એ તો વાતને અધૂરા રૂપે રજૂ કર્યા બરાબર ગણાય. જેમ પહેલાં એવું કહેવામાં આવતું હતું કે કુદરત શૂન્ય પ્રત્યે તિરસ્કાર સેવે છે, તે જ રીતે મૂડી એ બાબતને બહુ જ નાપસંદ કરે છે કે નફો ન હોય અથવા નફો બહુ જ ઓછો હોય. પૂરેપૂરો નફો હોય તો મૂડી બહુ જ સાહસ દાખવે છે. લગભગ ૧૦ ટકા નફો કોઈ પણ ઠેકાણે મૂડીનું રોકાણ સુનિશ્ચિત બનાવી દેશે, ૨૦ ટકા નફો મૂડીમાં ઉત્સુકતા પેદા કરશે, ૫૦ ટકા નફો મૂડીમાં ચોક્કસ ગુસ્તાખી પેદા કરશે, ૧૦૦ ટકા નફાની સ્થિતિમાં તે બધા જ માનવીય નિયમોને પગ નીચે કચડી નાખવા તૈયાર થઈ જશે, અને ૩૦૦ ટકા નફાની સ્થિતિમાં તો તે કોઈ પણ ગુનો કરતાં મુદ્દલ અચકાશે નહિ અને કોઈ પણ જોખમ લેતાં, તેના માલિકને ફાંસીએ લટકવું પડે એવી શક્યતા હોય તોપણ, જરાય ડરશે નહિ. જો અશાંતિ અને સંઘર્ષથી નફો મળતો દેખાય તો તે બન્ને બાબતોને પણ ખુશીથી પ્રોત્સાહન આપશે. અહીં જે કાંઈ કહેવામાં આવ્યું છે તે સર્વને "દાણચોરી" અને "ગુલામોનો વ્યાપાર" સાચું સાબિત કરે છે.

સામાજિક કે સહિયારી મિલકતથી ઊલટી ખાનગી મિલકત માત્ર ત્યાં જ હયાતી ધરાવે છે કે જ્યાં શ્રમનાં સાધનો અને શ્રમના બાહ્ય સંજોગો ઉપર ખાનગી વ્યક્તિઓની માલિકી હોય છે. પરંતુ એ ખાનગી વ્યક્તિઓ કામદારો હોય કે કામદારો ન હોય તે પ્રમાણે, ખાનગી મિલકતનું અલગ અલગ સ્વરૂપ હોય છે. પ્રથમ દર્શને તે જે અસંખ્ય છાયાઓ બતાવે છે તે આ બન્ને અંતિમબિંદુઓ વચ્ચેના તબક્કાઓને અનુરૂપ હોય છે.

શ્રમ કરનારની પોતાનાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી મિલકત એ નાના ઉદ્યોગનો પાયો છે. આવો નાનો ઉદ્યોગ સામાજિક ઉત્પાદનના વિકાસની અનિવાર્ય શરત છે. તે શ્રમ કરનારના મુક્ત વ્યક્તિત્વની પણ અનિવાર્ય શરત છે. અલબત્ત, આ નાના ઉત્પાદનની પદ્ધતિ ગુલામીની, ખેતગુલામીની અને પરાધીનતાની બીજી વ્યવસ્થાઓમાં પણ હયાતી ધરાવતી હોય છે. પરંતુ તે ફૂલેફાલે છે કે પોતાની બધી શક્તિ મોકળી મૂકે છે કે તેનું પૂરતું ક્લાસિકલ રૂપ ધારણ કરે છે તો માત્ર ત્યાં જ કે જ્યાં શ્રમ કરનાર પોતાનાં ઉત્પાદનનાં સાધનોનો ખાનગી માલિક હોય અને તેને કામમાં પણ પોતે જ લગાવતો હોય, બલકે તે એવો ખેડૂત હોય કે જે પોતાની જમીન પોતે ખેડતો હોય અથવા તો એવો કારીગર હોય કે જે પોતાનાં ઓજારો પોતે વાપરતો હોય.

આ પ્રકારની ઉત્પાદન પદ્ધતિની એ પૂર્વશરત છે કે જમીન નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયેલી હોય અને ઉત્પાદનનાં બીજાં સાધનો વેરણછેરણ થઈ ગયાં હોય અથવા તો છુટાંછવાયાં થઈ જાય. તેમાં એ ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ હોતું નથી, એ જ રીતે તેમાં સહકાર, દરેક અલગ અલગ ઉત્પાદન પ્રક્રિયાની અંદર શ્રમ વિભાજન, સમાજ તરફથી કુદરતનાં પરિબળોનું નિયંત્રણ તથા ઉત્પાદક ઉપયોગ, તેમ જ સામાજિક ઉત્પાદક શક્તિઓનો મુક્ત વિકાસ, એ બધું તેમાં હોતું નથી. એ સુસંગત હોય છે માત્ર એવી ઉત્પાદન વ્યવસ્થા સાથે કે એવા સમાજ સાથે કે જે સંકુચિત તેમ જ ઓછાવત્તા અંશે આદિ કે પ્રાથમિક સીમાઓ વચ્ચે જ સક્રિય હોય. તેને કાયમી રૂપ આપવાનો અર્થ, પેક્કેરે યોગ્ય રીતે જ કહ્યું છે તેમ, "સાર્વત્રિક સાધારણતા ફરમાવી દેવા" બરાબર જ ગણાય. વિકાસના ચોક્કસ તબક્કે તે તેના પોતાના વિઘટનનાં ભૌતિક માધ્યમો પોતે જ પેદા કરી દે છે. તે સમયથી નવાં પરિબળો અને નવા આવેગો સમાજના પેટાળમાં ફૂટી નીકળે છે, પરંતુ જૂનું સામાજિક સંગઠન તેમને જકડી અને દબાવી રાખે છે. તેથી તેને ખતમ કરવાની જરૂર પેદા થાય છે અને તે ખતમ થાય છે. તેનો ખાતમો, ઉત્પાદનનાં વેરણછેરણ

અને વ્યક્તિગત સાધનોનું સામાજિક રીતે કેંદ્રીકૃત સાધનોમાં ફેરવાઈ જવું, એટલે કે બહુ ઘણા લોકોની મામૂલી સંપત્તિનું થોડા લોકોની અતિશય મોટી સંપત્તિમાં ફેરવાઈ જવું, મોટા ભાગની જનતાની જમીન, ગુજરાનનાં સાધનો, અને શ્રમનાં સાધનોનું અપહરણ— સામાન્ય જનતાનું આ ભયાનક તેમ જ અતિશય વેદનાભર્યું માલિકીહરણ, મૂડીના ઇતિહાસની પૂર્વભૂમિકા પૂરી પાડે છે. તેમાં જાતજાતના બળપ્રયોગોની પદ્ધતિને કામે લગાડાય છે. આપણે તેમાંથી માત્ર એવી પદ્ધતિઓ પર જ આ પુસ્તકમાં વિચાર કર્યો છે કે જે મૂડીના આદિ સંચયની યુગપ્રવર્તક પદ્ધતિઓ રહી છે. સીધા ઉત્પાદકોનું માલિકીહરણ નિષ્ઠુર સંહાર-લાલસાથી અને અતિશય ધિક્કારપાત્ર, અતિશય ઘાતકી, હલકામાં હલકી, તદ્દન છીછરી, તેમ જ નીચ ભાવનાઓથી પ્રેરાઈને કરવામાં આવે છે. એકાકી સ્વતંત્ર શ્રમ કરનાર વ્યક્તિ અને તેના પોતાના શ્રમના સંજોગો, એ બન્ને બાબતો મળીને જેનો પાયો બની રહે છે તેવી પોતે જ કમાયેલી સંપત્તિનું સ્થાન મૂડીવાદી ખાનગી સંપત્તિ લઈ લે છે, અને તે બીજાઓના માત્ર નામ પૂરતા મુક્ત શ્રમના, એટલે કે મજૂરીના, શોષણ ઉપર આધારિત હોય છે.*

પરિવર્તનની આ પ્રક્રિયા જેવી પુરાણા સમાજને ઉપરથી નીચે સુધી પૂરતા પ્રમાણમાં છિન્નભિન્ન કરી દે અને કામદારો જેવા સર્વહારા બની જાય અને તેમના શ્રમનાં સાધનો મૂડીમાં ફેરવાઈ જાય, મૂડીવાદી ઉત્પાદન-પદ્ધતિ પોતે જેવી પોતાના પગ પર ખડી થઈ જાય, કે તુરત જ શ્રમનું વધુ સમાજીકરણ કરવાનો પ્રશ્ન, જમીન અને ઉત્પાદનનાં બીજાં સાધનોને સામાજિક રીતે વ્યાવહારિક સાધનોમાં અને તેથી સામુદાયિક સાધનોમાં વધુ ને વધુ રૂપાંતરિત કરવાનો પ્રશ્ન, તેમ જ ખાનગી સંપત્તિના માલિકોની સંપત્તિનું વધુ અપહરણ કરવાનો પ્રશ્ન, એક નવું રૂપ ધારણ કરે છે. હવે જેનું માલિકીહરણ કરવાનું છે તે પોતાને માટે કામ કરતો કામદાર નથી હોતો પણ ઘણા કામદારોનું શોષણ કરનારો મૂડીદાર હોય છે.

આ માલિકીહરણ પોતે જ મૂડીવાદી ઉત્પાદનના અંતર્ગત નિયમો અમલમાં

---

* "અમે આ સમયે પૂરેપૂરી રીતે નવી સામાજિક પરિસ્થિતિઓમાં રહીએ છીએ... અમારી પ્રવૃત્તિ એ છે કે અમે દરેક પ્રકારની સંપત્તિનો દરેક પ્રકારના શ્રમ સાથેનો સંબંધ તોડી નાખવા માગીએ છીએ." (Sismondi, «*Nouveaux Principes de L'Économie Politique*», પૅરિસ, ૧૮૨૭, પૃષ્ઠ ૪૩૪.)

આવવાને પરિણામે મૂડીના કેંદ્રીકરણને કારણે જ અમલી બને છે. એક મૂડીદાર હમેશાં અનેક મૂડીદારોને હણે છે. આ કેંદ્રીકરણને અથવા થોડા મૂડીદારો મારફતે કરાતા ઘણા મૂડીદારોના માલિકીહરણના કદમે કદમે શ્રમ પ્રક્રિયાનું સહકારી સ્વરૂપ, વિજ્ઞાનનો જાગૃત ટેકનિકલ ઉપયોગ, જમીનને પદ્ધતિસર રીતે કેળવવાનું કામ, શ્રમનાં સાધનોનું માત્ર સામૂહિક રીતે જ વાપરી શકાય તેવાં શ્રમનાં સાધનોમાં રૂપાંતર, ઉત્પાદનનાં બધાં સાધનોનો સંયોજિત સામાજિક શ્રમનાં ઉત્પાદનનાં સાધનો તરીકે ઉપયોગ કરીને તેમની બાબતમાં કરકસર, વિશ્વબજારની જાળમાં તમામ પ્રજાઓને સપડાવી લેવાનું, અને તેની સાથે મૂડીવાદી અમલનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ નિરંતર વિસ્તરતા પાયા પર વિકસે છે. પરિવર્તનની એ પ્રક્રિયાથી ઉત્પન્ન થનારી તમામ સગવડો ઉપર જે લોકો જબરજસ્તીથી પોતાનો એકાધિકાર સ્થાપે છે, મૂડીના એવા મોટા મોટા માલિકોની સંખ્યા એક બાજુએથી સતત ઘટતી જાય છે પરંતુ બીજી બાજુએ ગરીબી, અત્યાચાર, ગુલામી, પતન અને શોષણમાં સતત વધારો થતો જાય છે. પરંતુ તેની સાથોસાથ કામદાર વર્ગનો રોષ પણ વધુ ને વધુ તીવ્ર થતો જાય છે. આ વર્ગ સંખ્યામાં બરાબર વધતો જાય છે અને ખુદ મૂડીવાદી ઉત્પાદન પ્રક્રિયાનું યંત્ર જ તેને વધુ ને વધુ શિસ્તબદ્ધ, એકતાબદ્ધ, અને સંગઠિત બનાવતું રહે છે. મૂડીનો એકાધિકાર ઉત્પાદનની એ પદ્ધતિ માટે એક બંધન બની જાય છે કે જે આ એકાધિકારની સાથોસાથ અને તેની અંદર ઉદય પામી છે અને ફૂલીફાલી હોય છે. ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને શ્રમનું સમાજીકરણ અંતે એક એવા બિંદુએ પહોંચી જાય છે કે જ્યાં તે પોતાના મૂડીવાદી ખોળિયાની અંદર રહી શકતું નથી. બહારનું ખોળિયું ફાટી જાય છે, મૂડીવાદી ખાનગી મિલકતના મોતની ઘંટી વાગી ઊઠે છે, અને માલિકીહરણ કરનારાઓનું પોતાનું જ માલિકીહરણ થઈ જાય છે.

માલિકીહરણની મૂડીવાદી પદ્ધતિ કે જે ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિના ફળસ્વરૂપ હોય છે તે જ મૂડીવાદી ખાનગી મિલકતને પેદા કરે છે. ખુદ માલિકના શ્રમ ઉપર આધારિત વ્યક્તિગત ખાનગી મિલકતનો પ્રથમ વાર જ આ પ્રકારે નિષેધ થાય છે. પરંતુ મૂડીવાદી ઉત્પાદન પ્રકૃતિના નિયમોની કઠોરતાના પરિણામે ખુદ પોતાનો નિષેધ પેદા કરે છે. તેમાં નિષેધનો નિષેધ હોય છે. તેથી ઉત્પાદક માટે ખાનગી મિલકતની પુનઃસ્થાપના નથી થતી, પરંતુ તેને મૂડીવાદી યુગની પ્રાપ્તિઓ ઉપર, એટલે કે સહકાર અને જમીન તથા ઉત્પાદનનાં સાધનોની સામુદાયિક માલિકી ઉપર, આધારિત વ્યક્તિગત મિલકત મળી જાય છે.

વ્યક્તિગત શ્રમથી ઉત્પન્ન થનારી, વીખરાયેલી ખાનગી મિલકત મૂડીવાદી ખાનગી સંપત્તિમાં ફેરવાઈ જવાની પ્રક્રિયા, દેખીતી રીતે જ, મૂડીવાદી ખાનગી મિલકતની સામાજિક સંપત્તિમાં ફેરવાઈ જવાની પ્રક્રિયાની સરખામણીમાં, કંઈક કેટલીયે લાંબી, મુશ્કેલ અને હિંસાત્મક હોય છે કારણ કે મૂડીવાદી ખાનગી મિલકત તો વ્યવહારમાં પહેલાંથી જ સામાજિક ઉત્પાદન ઉપર આધારિત હોય છે. પહેલી પ્રક્રિયામાં જબરજસ્તીથી કબજો મેળવનાર થોડી વ્યક્તિઓએ આમજનતાની મિલકતનું અપહરણ કર્યું હતું, જ્યારે બીજી પ્રક્રિયામાં આમજનતા જબરજસ્તીથી કબજો મેળવનાર થોડી વ્યક્તિઓની સંપત્તિનું અપહરણ કરે છે.*

## વસાહતોની સ્થાપનાનો આધુનિક સિદ્ધાંત**

રાજનૈતિક અર્થશાસ્ત્ર સિદ્ધાંતમાં જ બે તદ્દન અલગ પ્રકારની ખાનગી મિલકતો બાબતમાં ગૂંચવાડો રાખે છે. તેમાંની એકનો આધાર ઉત્પાદકના પોતાના

---

*આજે મૂડીદાર વર્ગની સામે જે બધા વર્ગો ખડા છે તેમાં એકલો સર્વહારા વર્ગ જ ખરેખરો ક્રાંતિકારી વર્ગ છે. આધુનિક ઉદ્યોગના સામનામાં બીજા વર્ગોની અંદર સડો પેસે છે અને તેઓ આખરે ખતમ થઈ જાય છે, સર્વહારા વર્ગ તેની વિશિષ્ટ અને તાત્ત્વિક પેદાશ છે. નીચલો મધ્યમ વર્ગ, નાનો કારખાનદાર, દુકાનદાર, કારીગર, કિસાન—એ સૌ મધ્યમ વર્ગના અંશો તરીકેની પોતાની હસ્તીને વિનાશથી બચાવવા ખાતર મૂડીદાર વર્ગની સામે લડે છે. એટલે તેઓ ક્રાંતિકારી નહિ પણ રૂઢિચુસ્ત છે, વધારામાં તેઓ પ્રત્યાઘાતી છે કારણ કે તેઓ ઈતિહાસના ચક્રને ઊલટું ચલાવવાની કોશિશ કરે છે. ઉદ્યોગની ઉન્નતિ—જેને મૂડીદાર વર્ગ અનિચ્છાએ પ્રવેગ આપે છે—હરીફાઈમાંથી ઉદ્‌ભવતી કામદારોની એકાકિતાની જગ્યાએ સહવાસમાંથી ઉદ્‌ભવતી ક્રાંતિકારી એકસંપીને આણે છે. એટલે મૂડીદાર વર્ગ જેના આધારે ઉત્પાદન કરે છે તથા ઉત્પાદિત ચીજો કબજે કરી લે છે એ પાયાને જ આધુનિક ઉદ્યોગનો વિકાસ ખોદી નાખે છે. એ રીતે મૂડીદાર વર્ગ સૌપ્રથમ તો તેની પોતાની જ કબર ખોદનારાઓને પેદા કરે છે. મૂડીદાર વર્ગનું પતન અને સર્વહારા વર્ગનો વિજય એકસરખાં અનિવાર્ય છે. (માર્ક્સ અને એંગેલ્સ, કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું, મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૪૯—૫૦.)

**અહીં આપણે અસલ વસાહતોની ચર્ચા કરીએ છીએ કે જ્યાંની ધરતી અક્ષત હતી અને જેને મુક્ત આપ્રવાસીઓએ વસાવી હતી. આર્થિક દૃષ્ટિએ

શ્રમ પર હોય છે જ્યારે તેમાંની બીજીનો આધાર બીજાઓના શ્રમના ઉપયોગ ઉપર હોય છે. આ બીજો પ્રકાર પ્રથમ પ્રકારનો સીધેસીધો વિરોધી હોય છે એટલું જ નહિ પણ પ્રથમ પ્રકારની કબર ઉપર જ વૃદ્ધિ પામે છે, એ હકીકતને ભુલાવી દેવામાં આવે છે.

પશ્ચિમ યુરોપ કે જે રાજનૈતિક અર્થશાસ્ત્રનું પારણું છે તેમાં આદિ સંચયની પ્રક્રિયા ઓછેવત્તે અંશે પરિપૂર્ણ થઈ ચૂકી છે. અહીં કાં તો મૂડીવાદી હકૂમતે સીધી રીતે જ રાષ્ટ્રીય ઉત્પાદનનું સમગ્ર ક્ષેત્ર જીતી લીધું છે અથવા જ્યાં આર્થિક પરિસ્થિતિ ઓછી વિકસેલી છે ત્યાં કમ સે કમ તે સમાજના એવા સ્તરો ઉપર અંકુશ ધરાવે છે કે જે પુરાણી ઉત્પાદન પદ્ધતિ માંહેના છે અને તેના ક્રમશઃ અંતની સાથોસાથ હયાતી ધરાવવાનું ચાલુ રાખે છે. મૂડીની આ તૈયાર દુનિયાને રાજનૈતિક અર્થશાસ્ત્રી કાનૂન તથા સંપત્તિના પોતાના એવા ખ્યાલો લાગુ પાડે છે કે જે તેને મૂડીવાદી પૂર્વેના યુગમાંથી વારસામાં સાંપડેલ છે, અને જેમ જેમ વધારે જોશીલા ઉત્સાહથી તથા મિથ્યા ભાવાવેશથી લાગુ પાડતો જાય છે તેમ તેમ હકીકતો વધારે ને વધારે જોરથી તેની વિચારસરણીને પડકાર કરતી જાય છે.

વસાહતોમાં વાત જુદી છે. ત્યાં દરેક ઠેકાણે મૂડીવાદી સત્તા એવા ઉત્પાદકના વિરોધ સાથે ટકરાય છે કે જે શ્રમને માટે ઉપયોગમાં આવતાં જરૂરી સાધનોનો માલિક હોવાને નાતે શ્રમનો ઉપયોગ મૂડીદારનું ધન વધારવા માટે નહિ પણ પોતે જ ધનવાન બનવા માટે કરતો હોય છે. આ બે તમામ પ્રકારે એકબીજીથી વિરોધી અર્થવ્યવસ્થાઓનો વિરોધ અહીં વ્યવહારમાં બન્ને વચ્ચેના સંઘર્ષના રૂપમાં પ્રકટ થાય છે. જ્યાં મૂડીદારને પોતાના દેશની સત્તાનું પીઠબળ હોય છે ત્યાં તે સ્વતંત્ર ઉત્પાદકના પોતાના માટેના શ્રમ ઉપર આધારિત ઉત્પાદન તેમ જ મેન્યુફેકચરીંગની પદ્ધતિને જબરજસ્તીથી પોતાના રસ્તામાંથી હઠાવી દેવાની કોશિશ કરે છે. મૂડીના ખુશામદખોર અર્થશાસ્ત્રીઓને જે સ્વાર્થ પોતાના દેશમાં એવી જાહેરાત કરવા લાચાર બનાવી દે છે કે ઉત્પાદનની મૂડીવાદી પદ્ધતિ અને તેની વિરોધી પદ્ધતિ—એ બન્ને સિદ્ધાંતની દૃષ્ટિએ એક જ છે, એ જ સ્વાર્થ તેને વસાહતોમાં સાચી વાત કહી દેવા અને

---

જોતાં અમેરિકાનાં સંયુક્ત રાજ્યો હજી યુરોપની એક વસાહત જ છે. તે ઉપરાંત, આ પ્રકારમાં પુરાણા વાડીવિસ્તારો પણ સામેલ છે કે જ્યાં ગુલામીની નાબૂદીથી અગાઉની પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે.

ઉત્પાદનની ઉપરોક્ત બન્ને પદ્ધતિઓ વચ્ચેના વિરોધને માની લેવા મજબૂર કરે છે. એ ઉદ્દેશ્યથી તે સાબિત કરી દે છે કે જ્યાં સુધી કામદારોનું માલિકીહરણ કરવામાં આવે નહિ અને તે મુજબ તેનાં પોતાનાં ઉત્પાદનનાં સાધનોને મૂડીમાં ફેરવી નાખવામાં આવે નહિ ત્યાં સુધી શ્રમની સામાજિક ઉત્પાદક શક્તિનો વિકાસ, સહકાર, શ્રમવિભાજન, મોટા પાયા ઉપર મશીનોનો ઉપયોગ, વગેરે અશક્ય હોય છે. કહેવાતી રાષ્ટ્રીય સંપત્તિને વધારવા માટે એ અર્થશાસ્ત્રી જનતાને કૃત્રિમ રીતે ગરીબ બનાવી રાખવાના ઉપાયો શોધે છે. તેથી તેનું આત્મસમર્થનનું બખતર સડેલા લાકડાની જેમ થોડું થોડું કરીને તૂટવા માંડે છે.

વેકફીલ્ડની (Wakefield) મોટી કાબેલિયત વસાહતોની બાબતમાં કોઈ નવી વાત ખોળી કાઢવામાં નહિ પરંતુ* મૂળ દેશની અંદરની મૂડીવાદી ઉત્પાદનની પરિસ્થિતિનું સત્ય વસાહતોમાં ખોળી કાઢવામાં રહેલી છે. જે રીતે સંરક્ષણ પદ્ધતિએ શરૂઆતના દિવસોમાં** મૂળ દેશોમાં બનાવટી રીતે મૂડીદારો પેદા કરવાની કોશિશ કરી હતી તે જ વસાહત સ્થાપનાના વેકફીલ્ડના સિદ્ધાંત, કે જેને ઈંગ્લૅંડે સંસદના કાયદાઓ મારફત લાગૂ પાડવાની કોશિશ કરી હતી, વસાહતોમાં રોજી-કામદારો પણ બનાવટી રીતે પેદા કરવાની ચેષ્ટા કરી હતી. તેણે તેને "પદ્ધતિસર વસાહત સ્થાપના"નું નામ આપ્યું છે.

વસાહતોમાં વેકફીલ્ડે સૌથી પ્રથમ એ શોધી કાઢ્યું કે માણસ નાણું, ગુજરાનનાં સાધનો, મશીનો, તેમ જ ઉત્પાદનનાં બીજાં સાધનોનો માલિક હોવા છતાં પણ જ્યાં સુધી તેના બીજા પરસ્પર સંબંધથી એવા રોજી-કામદાર સાથે સંકળાયેલો ન હોય કે જે પોતાની મરજીથી જ પોતાનો શ્રમ વેચવા માટે લાચાર બનેલો હોય ત્યાં સુધી તેની ઉપર મૂડીદાર હોવાની છાપ લગાડી શકાય નહિ. વેકફીલ્ડે શોધી કાઢ્યું કે મૂડી એ કોઈ વસ્તુ નથી પરંતુ વ્યક્તિઓ વચ્ચે

---

*આધુનિક વસાહત સ્થાપનાની બાબતમાં વેકફીલ્ડે જે થોડાંક નિરીક્ષણો કર્યાં છે... તેને મિરાબો અને પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ પહેલાંથી જ રજૂ કરી ચૂક્યા હતા, અને તેનાથીયે બહુ પહેલાં અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ પણ એ બધી વાતો કરી હતી.

**આગળ જતાં આંતરરાષ્ટ્રીય હરીફાઈના સંઘર્ષમાં તે અલ્પકાલીન જરૂરત બની ગઈ. પરંતુ તેનો હેતુ ભલે ગમે તે હોય તોયે તેનાં પરિણામો એવાં જ રહે છે.

માલૂમ પડતો એવો સંબંધ છે કે જે વસ્તુઓના માધ્યમથી સ્થપાય છે.* તેને એ વાતનું બહુ જ દુ:ખ હતું કે "મિ. પીલ ઇંગ્લૅંડથી પશ્ચિમ ઑસ્ટ્રેલિયાની સ્વાન-નદીએ જતી વેળા પોતાની સાથે ૫૦૦૦૦ પાઉંડની કિંમતનાં ગુજરાન અને ઉત્પાદનનાં સાધનો લઈ ગયેલ, અને સાથે જ તેણે કામદાર વર્ગનાં ૩૦૦૦ માણસોને, સ્ત્રીપુરુષો અને બાળકોને, ભેગાં લઈ જવાનું દૂરંદેશીપણું દાખવ્યું હતું. પરંતુ તે નક્કી કરેલા સ્થળે પહોંચ્યો ત્યારે તેની એવી હાલત થઈ ગઈ કે મિ. પીલની પાસે એક પણ નોકર ન રહ્યો કે જે તેની પથારી પાથરી દે કે તેને નદીએથી પાણી લાવી દે."** બિચારો પીલ બધું જ લઈને સ્વાન-નદીએ પહોંચ્યો હતો પણ કેવળ ઇંગ્લૅંડની ઉત્પાદન પદ્ધતિની નિકાસ કરવાનું જ ભૂલી ગયો હતો. વેકફીલ્ડની નીચે જણાવેલ શોધો સમજવા માટે બે વાતો પહેલાંથી જ કહી દેવી જરૂરી છે. આપણે જાણીએ છીએ કે ઉત્પાદન અને ગુજરાનનાં સાધનો જ્યાં સુધી પ્રત્યક્ષ પોતાના હિતમાં જ ઉત્પાદન કરતી વ્યક્તિની મિલકત બની રહે છે ત્યાં સુધી તે "મૂડી" બનતાં નથી. એ સાધનો કેવળ એવી પરિસ્થિતિમાં જ મૂડી બને છે કે જેમાં તે સાથોસાથ કામદારોનું શોષણ કરવાનાં અને તેને પરાધીન બનાવવાનાં સાધનોના રૂપે કામે લાગવા માંડે છે. પરંતુ અર્થશાસ્ત્રીના દિમાગમાં તેનો આ મૂડીવાદી આત્મા તેના ભૌતિક દેહને એવા અંતરંગરૂપે ચોંટી રહેતો હોય છે કે અર્થશાસ્ત્રી તેને બધી જ પરિસ્થિતિમાં, એટલી હદે કે જ્યાં તેઓ તમામ પ્રકારે મૂડીના વિરોધી રૂપમાં હોય એવી પરિસ્થિતિમાં, મૂડી જ ગણે છે!!! વેકફીલ્ડ પણ તે જ ભૂલ કરે છે. તે સિવાય, જો ઉત્પાદનનાં સાધનોના અલગ અલગ હિસ્સા કરીને માત્ર

---

*હબસી હોય છે તો હબસી જ. કોઈ ખાસ પ્રકારની પરિસ્થિતિમાં તે ગુલામ બની જાય છે. સમજો કે કપાસ કાંતવાનું મશીન તો મશીન જ હોય છે, માત્ર ખાસ પરિસ્થિતિમાં જ તે મૂડી બની જાય છે. જેમ કે સોનું પોતે આપોઆપ કંઈ નાણું નથી હોતું, અને ખાંડ પોતે કંઈ ખાંડની કિંમત નથી હોતી; એવી જ રીતે આ પરિસ્થિતિ સિવાય તો કપાસ કાંતવાનું મશીન પણ મૂડી કોઈ રીતે નથી હોતું... મૂડી ઉત્પાદનનો સામાજિક સંબંધ અંકિત કરે છે, તે ઉત્પાદનનો ઐતિહાસિક સંબંધ અંકિત કરે છે. (કાર્લ માર્ક્સ, *Lohnarbeit and Kapital*», ૭ એપ્રિલ ૧૮૪૯).

** E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, ગ્રંથ ૨, પૃષ્ઠ ૩૩.

પોતાના હિતમાં જ કામ કરનારા ઘણા સ્વતંત્ર કામદારોની વચ્ચે વ્યક્તિગત મિલકત તરીકે વહેંચી દેવામાં આવે તો તેને તે મૂડીની સમાન વહેંચણી ગણાવે છે!!! આ રીતે, અર્થશાસ્ત્રી તે જ કામ કરે છે જે સામંતી ન્યાયાધીશ કરતો હતો. સામંતી ન્યાયાધીશે સામંતી કાયદાઓ ઉપર આધારિત લેબલો સ્પષ્ટ અને કેવળ આર્થિક સંબંધો ઉપર પણ ચોંટાડી રાખ્યાં હતાં.

> વેકફીલ્ડે લખ્યું છે કે "જો એમ માનીને ચાલીએ કે સમાજના બધા સભ્યોની પાસે મૂડીનો એકસરખો ભાગ છે તો કોઈ પણ વ્યક્તિ પોતાને હાથે જેટલી મૂડીનો ઉપયોગ કરી શકે તેનાથી વધુ મૂડી જમા કરવાની ઇચ્છા જ તેને નહિ થાય. અમેરિકાની નવી વસ્તીઓમાં કેટલીક હદે આ પ્રકારની જ હાલત છે. ત્યાં જમીન પર અધિકાર મેળવવાની જોરદાર ઝંખના રોજી માટે કામ કરનારા કામદારોના વર્ગને હયાતીમાં જ આવવા દેતી નથી."*

તેથી જ્યાં સુધી કામદાર પોતે જ પોતાના માટે સંચય કરી શકતો હોય છે, અને તે પોતાનાં ઉત્પાદનનાં સાધનોનો માલિક ચાલુ રહે એટલા સમય સુધી કરતો રહેશે, ત્યાં સુધી મૂડીવાદી સંચયનું હોવું, અથવા તો મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિનું હયાતીમાં આવવું અશક્ય બની રહે છે. તેને માટે આવશ્યક રોજી-કામદારોના વર્ગની ગેરહાજરી હોય છે. તો પછી પ્રાચીન યુરોપમાં કામદાર પાસેથી એ તમામ સાધનો શા માટે છીનવી લેવામાં આવ્યાં કે જે તેના શ્રમ માટે જરૂરી હતાં? એટલે કે ત્યાં મૂડી અને મજૂરીનું સહઅસ્તિત્વ કેવી રીતે સ્થાપવામાં આવ્યું? એક તદ્દન મૌલિક પ્રકારના સામાજિક કરાર મારફતે. "મૂડીના સંચયને પ્રોત્સાહન આપવા માટે, માનવજાતે... એક સરલ ઉપાયનો ઉપયોગ કર્યો છે", અસલમાં તો ઍડમ સ્મિથના સમયથી જ આ મૂડીનો સંચય માનવજાતના અસ્તિત્વના એકમાત્ર અંતિમ હેતુના રૂપે તેના કલ્પનાલોકમાં ઘૂમી રહેલ: "માનવજાતે પોતાને મૂડીના માલિકો અને શ્રમના માલિકો એવા વિભાગોમાં વિભાજિત કરેલ છે... એ વિભાજન પરસ્પર સહકાર અને સંયોજનનું પરિણામ હતું."** ટૂંકમાં કહીએ તો, "મૂડીના સંચય"ના સન્માનમાં

---

* E. G. Wakefield, «*England and America*», ૧૮૩૩, પૃષ્ઠ ૧૭.

** E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૮.

માનવજાતના મોટા ભાગે ખુદ પોતાની સંપત્તિનું અપહરણ કર્યું. કોઈ પણ એમ વિચારશે જ કે આત્મત્યાગની આ ઊંચી ભાવના વિશેષ રૂપે વસાહતોમાં સૌથી વધારે ખુલ્લી રીતે સામે આવે છે કારણ કે માત્ર વસાહતોમાં જ માણસો તેમ જ એવી પરિસ્થિતિ જોવા મળે છે કે જે સામાજિક કરારને સ્વપ્નમાંથી વાસ્તવિકતામાં ફેરવી શકે છે. તો પછી આવી સ્વયંસ્ફૂર્ત, અને અનિયંત્રિત વસાહત સ્થાપનાને સ્થાને "પદ્ધતિસર વસાહત સ્થાપના"ને લાવવાની શી જરૂર? પણ... પણ...

"અમેરિકી સંઘના ઉત્તરવિસ્તારના રાજ્યોમાં વસ્તીનો દશમો ભાગ પણ રોજી-કામદારોની વ્યાખ્યામાં આવે કે નહિ તે શંકાસ્પદ છે... ઇંગ્લૅંડમાં... વસ્તીની બહુસંખ્યા રોજી-કામદારોની છે."*

પરંતુ મૂડીના ગૌરવ માટે ખુદ પોતાની સંપત્તિનું અપહરણ કરાવી દેવાની ભાવના શ્રમજીવી માનવોમાં એટલી બધી ઓછી છે કે સાંસ્થાનિક સંપત્તિનો એકમાત્ર સ્વાભાવિક આધાર, ખુદ વેકફીલ્ડના પોતાના મત પ્રમાણે પણ, ગુલામી જ છે. તેનો "પદ્ધતિસર વસાહત સ્થાપના"નો ખ્યાલ તો ખાલી છેલ્લો આશરો જ છે કારણ કે દુર્ભાગ્યે તેને પનારો પડયો છે સ્વતંત્ર માણસો સાથે, ગુલામો સાથે નહિ.

"સ્પેનના જે લોકો સેંટ ડોમિંગોમાં પહેલા પહેલા જઈને વસ્યા હતા તે કંઈ સ્પેનથી પોતાની સાથે કામદારો નહોતા લઈ ગયા. પરંતુ કામદારોના અભાવે કાં તો તેમની બધી જ મૂડી નષ્ટ થઈ ગઈ હોત અથવા, કમ સે કમ, ઘટતી ઘટતી થોડા વખતમાં એટલી ઓછી થઈ ગઈ હોત કે જેનો ઉપયોગ દરેક વ્યક્તિ પોતાની હાથમહેનતમાં કરી શકે. અંગ્રેજોએ સ્થાપેલી છેલ્લી વસાહતમાં ખરેખર એમ જ બન્યું. ત્યાં મૂડીનો, બિયારણ તથા ઓજારો તેમ જ ઢોરઢાંખરનો, મોટો રાશિ તેનો ઉપયોગ કરનારા કામદારોના અભાવે નાશ પામ્યો છે અને હવે ત્યાં રહેતી કોઈ પણ વ્યક્તિ પાસે જેટલી મૂડીનો ઉપયોગ તે પોતાની હાથમહેનતમાં કરી શકે તેનાથી વધારે મૂડી રહી નથી."**

---

*E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૪૨-૪૪.

**E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૫.

આપણે જોઈ ગયા કે આમજનતાની જમીનનું અપહરણ જ મૂડીવાદી પદ્ધતિનો આધાર છે. તેનાથી ઊલટું, મુક્ત વસાહતનું સારતત્ત્વ એ વાતમાં રહેલું છે કે ત્યાંની જમીનનો મોટો ભાગ સાર્વજનિક સંપત્તિ હોય અને તેથી એ જમીન પર વસેલી દરેક વ્યક્તિ તેના એક ભાગને પોતાની ખાનગી મિલકતમાં અને ઉત્પાદનનાં વ્યક્તિગત સાધનોમાં પલટાવી શકે, અને એમ કરતી વેળા, તેના પછી આવીને વસનારાઓની એવી કામગીરીમાં કોઈ જાતની અડચણ ઊભી ન કરે.* વસાહતોની સમૃદ્ધિનું તેમ જ તેના સૌથી મોટા દુર્ગુણનું, મૂડીની સ્થાપનાના વિરોધનું, — રહસ્ય એ જ છે.

"જ્યાં જમીન બહુ સસ્તી હોય છે અને બધા માણસો મુક્ત હોય છે, જ્યાં ખુદ પોતાને માટે જમીનનો એક ટુકડો ઇચ્છનારો દરેક માણસ તે સહેલાઈથી મેળવી શકે છે, ત્યાં પેદાશમાં કામદારના હિસ્સાની દૃષ્ટિએ શ્રમ બહુ મોંઘો હોય છે એટલું જ નહિ પણ સંયુક્ત શ્રમ તો કોઈ પણ કિંમતે કરાવવાનું મુશ્કેલ હોય છે."**

જે રીતે વસાહતોમાં શ્રમને માટે જરૂરી તત્ત્વોથી, તેમના મૂળ જેવી જમીનથી, હજી કામદારનો સંબંધ-વિચ્છેદ નથી થતો, અથવા કેવળ છૂટોછવાયો કે બહુ જ સીમિત પાયા પર થાય છે, તે જ રીતે ઉદ્યોગથી ખેતીનો સંબંધ-વિચ્છેદ પણ નથી થતો અને ખેડૂતોના ગૃહ ઉદ્યોગોનો વિનાશ પણ નથી થતો. તો પછી મૂડી માટેની આંતરિક બજાર ક્યાંથી તૈયાર થશે?

"ગુલામો અને તેમના માલિકો સિવાય, જેમણે વિશેષ કામોમાં મૂડી અને શ્રમને એક સાથે જોડી રાખેલ છે, અમેરિકાની વસ્તીનો એવો કોઈ જ ભાગ નથી કે જે એકમાત્ર ખેતી પર આધારિત હોય. જમીન ખેડનારા મુક્ત અમેરિકીઓ બીજા ઘણા કામધંધા પણ કરે છે. તેઓ જે

---

* જો જમીન વસાહતની સ્થાપનાનું એક તત્ત્વ બનવાની હોય તો તે પડતર હોવી જોઈએ એટલું જ નહિ પરંતુ ખાનગી મિલકતમાં પલટાવી શકાય એવી સાર્વજનિક મિલકત પણ હોવી જોઈએ. (E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૨૫.)

** E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૨૪૭.

ફર્નીચર અને ઓજારો વાપરે છે, તેનો અમુક હિસ્સો સામાન્ય રીતે પોતે જ બનાવી લે છે. તેઓ પોતાનાં ઘરો પણ પોતે જ બનાવી લે છે અને પોતાના ઉત્પાદનને પણ પોતે જ બજારમાં લઈ જાય છે, પછી તે બજાર ભલે ને ગમે તેટલી દૂર હોય. આ લોકો કાંતવાનું ને વણવાનું કામ કરે છે, સાબુ અને મીણબત્તીઓ બનાવે છે, અને ઘણાખરા તો જોડા અને કપડાં પણ પોતાના ઉપયોગ માટે પોતે તૈયાર કરી લે છે. અમેરિકામાં જમીનનું ખેડાણ ઘણી વાર લુહાર કે મિલવાળા કે દુકાનદારના ગૌણ ધંધા તરીકે જોવા મળે છે."*

એવા અજબ લોકો હોય પછી મૂડીદારો માટે "સંયમનું ક્ષેત્ર" ક્યાંથી રહે?

મૂડીવાદી ઉત્પાદનનું અદ્ભુત સૌંદર્ય એ વાતમાં રહેલું છે કે તે રોજી-કામદારનું પુનરુત્પાદન રોજી-કામદારના રૂપમાં સતત કરતું રહે છે એટલું જ નહિ પરંતુ મૂડીના સંચયના પ્રમાણ મુજબ રોજી-કામદારોની વધારાની વસ્તીનું ઉત્પાદન પણ હંમેશાં કરતું રહે છે. એ રીતે, શ્રમની માંગ અને પુરવઠાના નિયમને હંમેશાં એક જ ચીલામાં રાખવામાં આવે છે, રોજીના ઉતાર-ચડાવ કદીયે મૂડીવાદી શોષણને માટે અનુકૂળ હોય તેવી સીમાઓની બહાર નીકળી જતા નથી, અને અંતિમ વાત એ કે મૂડીદારની ઉપર કામદારનું સામાજિક અવલંબન, મૂડીવાદી શોષણની અનિવાર્ય આવશ્યકતા, હમેશાં સુરક્ષિત રહે છે. પરાધીનતાના આ સ્પષ્ટ સંબંધને આત્મસંતુષ્ટ અર્થશાસ્ત્રીઓ, વતનમાં એટલે કે મૂળ દેશમાં, જરૂર એક એવા મુક્ત કરારના રૂપમાં રજૂ કરી શકે છે કે જે ખરીદનાર અને વેચનાર વચ્ચે, સમાન રૂપથી બે માલોના માલિકોની વચ્ચે, મૂડી નામના માલના માલિક અને શ્રમ નામના માલના માલિક વચ્ચે, હમેશાં થતા હોય છે. પરંતુ સંસ્થાનોમાં આ સુંદર (!!) કલ્પના તુરત જ ચૂરેચૂરા થઈ જાય છે. અહીં મૂળ દેશની સરખામણીમાં નિરપેક્ષ વસ્તી ઘણી વધારે ઝડપથી વધે છે કારણ કે ઘણા કામદારો તૈયાર પુખ્ત માણસો તરીકે એ દુનિયામાં પ્રવેશ કરે છે, પરંતુ તોપણ શ્રમના બજારમાં શ્રમની હમેશાં અછત જ રહ્યા કરે છે. શ્રમની માંગ અને પુરવઠાનો નિયમ ચૂરેચૂરા થઈ જાય છે. એક બાજુ

---

* E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૨૧, ૨૨.

પુરાણી દુનિયા શોષણ અને "સંયમ"ની તરસી મૂડીને સતત અહીં ફેંકતી જાય છે, જ્યારે બીજી બાજુએ રોજી-કામદારોનું રોજી-કામદારોના રૂપમાં નિયમિત પુનરુત્પાદન, અત્યંત અપ્રસ્તુત અને આંશિક રીતે અજેય એવી રુકાવટો સાથે ટકરાયા કરે છે. એવી પરિસ્થિતિમાં, મૂડીના સંચયના પ્રમાણમાં વધારે એવા રોજી-કામદારોના ઉત્પાદનનું શું થાય છે? આજે જે રોજી-કામદાર છે તે કાલે ખુદ પોતાને માટે જ કામ કરનારો સ્વતંત્ર ખેડૂત કે કારીગર બની જાય છે. તે શ્રમના બજારમાંથી તો ગુમ થઈ જાય છે પરંતુ અનાથાશ્રમમાં નથી જતો. રોજી-કામદારો એ રીતે સતત સ્વતંત્ર ઉત્પાદકોમાં ફેરવાતા જાય છે, તેઓ મૂડી માટે નહિ પણ ખુદ પોતાને માટે કામ કરતા હોય છે, અને મૂડીવાદી ભદ્રપુરુષોનું ધન વધારવા માટે નહિ પણ ખુદ ધનવાન બનવા માટે કામ કરે છે. આ સતત રૂપાંતરનો પ્રભાવ શ્રમની બજાર ઉપર બહુ જ ખરાબ પડે છે. કામદારોના શોષણની માત્રા બધી જ મર્યાદાઓ તોડીને હંમેશાં બહુ જ કમ રહે છે એટલું જ નહિ પણ વધુમાં કામદારના પરાધીનતાના સંબંધની સાથે સાથે સંયમી મૂડીદારની ઉપર અવલંબનની તેની લાગણી પણ ખતમ થઈ જાય છે. તેના પરિણામે એવી તમામ અગવડો પેદા થાય છે કે જેનું વર્ણન આપણા લેખક વેકફીલ્ડ સાહેબે એટલી બધી હિંમતથી, એટલી બધી શબ્દોની હોશિયારીથી, અને એટલા બધા હૃદય સ્પર્શી ઢંગથી કર્યું છે કે તેની અસર પડયા વિના રહે જ નહિ.

તે ફરિયાદ કરે છે કે રોજી-કામદારોનો પુરવઠો ન તો સ્થિર રહે છે કે ન નિયમિત ઢંગથી મળે છે કે ન તો પૂરતો ગણી શકાય તેવો હોય છે. "શ્રમનો પુરવઠો હમેશાં ઓછો હોય છે એટલું જ નહિ પણ અચોક્કસ પણ હોય છે"*

> "મૂડીદાર અને કામદાર વચ્ચે વિભાજિત થતું ઉત્પાદન ઘણું હોવા છતાં કામદારનો હિસ્સો એટલો બધો વધારે હોય છે કે તે થોડા વખતમાં જ મૂડીદાર બની જાય છે... અસાધારણ લાંબું જીવન જીવનારાઓમાંથીયે થોડાક જ સંપત્તિના વિશાળ રાશિઓનો સંચય કરી શકે છે."**

---

*E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૧૬.

**E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૩૧.

કામદારો તેમના મોટા ભાગના શ્રમની ચુકવણી બાકી રાખવાની છૂટ મૂડીદારને આપવાનો સ્પષ્ટ ઇનકાર કરે છે. તે એવો લુચ્ચો હોય કે પોતાની મૂડીથી પોતાના રોજી-કામદારોની આયાત યુરોપમાંથી કરે તો એથી તેને કશો ફાયદો થતો નથી.

> તેઓ થોડા વખતમાં જ "કામે રાખવાના કામદારો મટી જાય છે... શ્રમબજારમાં પોતાના માજી માલિકોના હરીફો ન બની જાય તો સ્વતંત્ર જમીનદારો બની જાય છે."*

જરા પરિસ્થિતિની ભયાનકતા પર તો વિચાર કરો! અફલાતૂન મૂડીદાર પોતાની ખરી કમાણીના પૈસા વડે યુરોપમાંથી પોતાના જ હરીફોની આયાત કરે છે! ખલાસ, પૃથ્વી રસાતળ જશે! પછી વેકફીલ્ડ વસાહતોના રોજી-કામદારોની કોઈ જાતની પરાધીનતાની અને અવલંબન જેવી કશી લાગણીની ગેરહાજરીનાં રોદણાં રડે તેમાં આશ્ચર્ય થાય એવું કંઈ જ નથી.

> વેકફીલ્ડનો શિષ્ય મેરીવેલ કહે છે કે વસાહતોમાં "વધુ સસ્તા અને વધુ તાબેદાર કામદારો માટેની, જેને મૂડીદાર પોતાની શરતે રાખી શકે અને જેની શરતો મૂડીદારને માની લેવી ન પડે એવા વર્ગ માટેની, તાકીદની માંગ છે... પ્રાચીન સભ્ય દેશોમાં કામદાર મુક્ત હોવા છતાં કુદરતના નિયમ મુજબ મૂડીદારોની ઉપર અવલંબિત છે, વસાહતોમાં એવું અવલંબન કૃત્રિમ રીતો વડે પેદા કરવું જોઈએ".**

---

* E. G. Wakefield, «England and America», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૫.

** Merivale, «*Lectures on Colonization and Colonies*», લંડન, ૧૮૪૧-૧૮૪૨, પૃષ્ઠ ૨૩૫-૩૧૪. મુક્ત વ્યાપારનો સમર્થક અને અણઘડ અર્થશાસ્ત્રી મોલીનારી પણ કહે છે: "જે વસાહતોમાં ગુલામી નાબૂદ કરી દેવામાં આવી છે પણ વેઠ કે ફરજિયાત શ્રમનું સ્થાન સ્વતંત્ર શ્રમની તેટલી જ માત્રા પ્રાપ્ત કરી શકી નથી, ત્યાં જે કાંઈ આપણી આંખો સામે રોજ બનતું જોઈએ છીએ તેનાથી બિલકુલ ઊલટું જ થાય છે. ત્યાં આપણને જોવા મળે છે કે સાધારણ કામદારો ઊલટું ઉદ્યોગપતિઓનું શોષણ કરવા માંડે છે, અને તેમને પેદાશનો જેટલો હિસ્સો ખરેખર મળવો જોઈએ તેનાથી બહુ વધારે માગવા માંડે છે. બગીચાઓના માલિકો પોતાની ખાંડ એટલા ઊંચા ભાવે વેચી શકતા નથી

તો પછી વેકફીલ્ડના કહેવા પ્રમાણે વસાહતોમાં આવી શોચનીય સ્થિતિનું શું પરિણામ આવ્યું છે? તેનું પરિણામ એ આવ્યું છે કે ઉત્પાદકોનું તેમ જ રાષ્ટ્રીય ધન વીખરાઈ જાય તેને માટેનું એક જંગલી વલણ, તેનું એવું પરિણામ મળ્યું!* હવે ઉત્પાદનનાં સાધનો ખુદ પોતાના હિતમાં જ કામ કરનારા અસંખ્ય ઉત્પાદકો વચ્ચે વહેંચાઈ જાય તો મૂડીનું કેંદ્રીકરણ સમાપ્ત થઈ જવાની સાથોસાથ સંયુક્ત શ્રમનો બધો જ આધાર પણ નષ્ટ થઈ જાય છે, હવે એવો કોઈ જ ધંધો નથી કરી શકાતો કે જે કેટલાંયે વર્ષો ચાલતો રહેવાની શક્યતા હોય અને જેમાં સ્થિર મૂડીની મોટી રકમ રોકવાની અનિવાર્યતા હોય. યુરોપમાં

---

કે જેથી વધી ગયેલી રોજીનો બોજો પૂરેપૂરો ઉઠાવી શકાય. તેથી તેમને મજબૂર થઈને પ્રથમ પોતાના નફામાંથી અને પછી પોતાની મૂળ મૂડીમાંથી પણ તે બધું પૂરું તો કરવું જ પડે છે. આ રીતે બગીચાઓના ઘણા માલિકો એકદમ બરબાદ થઈ ગયા છે. બીજાઓએ બરબાદીથી બચવા માટે ખાંડ બનાવવાના પોતાનાં કારખાનાં બંધ કરી દીધાં છે... એમાં તો કોઈ શંકા નથી કે મનુષ્યોની કેટલીયે પેઢીઓ નાશ પામે તેની સરખામણીમાં બહેતર છે કે સંચય બિલકુલ હોય જ નહિ" (અહો! મોલીનારીએ અહીં કેટલી ઉદારતા બતાવી છે!—માર્ક્સ). "પરંતુ એથી પણ બહેતર શું એ નહિ હોય કે મૂડી પણ જેમની તેમ રહે અને માણસો પણ જીવતા રહે?" મેરીવેલનું. મિ. મોલીનારી, આ આપ શું કરો છો? અગર યુરોપમાં ઉદ્યોગપતિ કામદારને ઉત્પાદનનો તેનો ન્યાયોચિત ભાગ મેળવવામાંથી બાકાત રાખે છે અને વેસ્ટ ઇન્ડીઝમાં કામદાર ઉદ્યોગપતિ પાસેથી તેનો વ્યાજબી હિસ્સો છીનવી લઈ શકે છે, તો પછી ખ્રિસ્તી ધર્મના દશ આદેશોનું શું થશે? મુસા અને બીજા પયગંબરોનું શું થશે? અને પુરવઠા અને માંગના નિયમોનું શું થશે? અને મહેરબાની કરીને એ તો સમજાવો કે વ્યાજબી હિસ્સો, કયો ને કેટલો હિસ્સો છે?—કે જે આપવાનો, ખુદ તમારા કહેવા પ્રમાણે પણ, મૂડીદારો યુરોપમાં રોજ ઇનકાર કરે છે? મિ. મોલીનારી એ બાબત વિશે બહુ જ ઉત્સુક છે કે બીજા સ્થળોએ, પુરવઠો અને માંગનો નિયમ પોતાની મેળે કામ કરે છે ત્યાંથી દૂર એ વસાહતોમાં, જ્યાં કામદાર એટલા "સાદા" છે કે મૂડીદારોનું શોષણ કરવા માંડે છે ત્યાં, પોલિસની મદદથી કામ સાચે રસ્તે લાવવામાં આવે.

*E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૫૨.

મૂડી રોકવા બાબતમાં મૂડીદારોને એક પળની પણ આનાકાની નથી થતી કારણ કે ત્યાં કામદાર વર્ગ મૂડીનું એક જીવતું અંગ જ બની ગયેલ છે અને તેની સંખ્યા હમેશાં મૂડીની જરૂરત કરતાં વધારે રહે છે અને તે હમેશાં તેમનો હુકમ ઉઠાવવા તૈયાર રહે છે. પરંતુ વસાહતોમાં શું હાલત છે? વેકફીલ્ડ આપણને ત્યાંના વિશે એક દુઃખદ વાત સંભળાવે છે. તે કેનેડા અને ન્યૂ યોર્ક રાજ્યના કેટલાક મૂડીદારો સાથે વાત કરતો હતો, જ્યાં આપ્રવાસીઓનું મોજું ઘણી વાર સ્થગિત થઈ જાય છે અને કેટલાક "વધારે પડતી સંખ્યાના" કામદારોનો કચરો પાછળ મૂકતો જાય છે.

> લાગણીઓ પર તીક્ષ્ણ પ્રહાર કરતી આ કરુણાન્તિકાનું એક પાત્ર કહે છે કે "અમારી મૂડી એવાં કેટલાંય કામો બજાવવા માટે તૈયાર બેઠી હતી કે જેને પૂરાં કરવા માટે ખૂબ લાંબો સમય લાગે. પરંતુ અમે એ પ્રકારનાં કામોમાં એવા કમદારોનો સાથ લઈને હાથ લગાવી શકતા નહોતા કે જે, અમે જાણતા હતા કે, જલદી અમને છોડીને ચાલ્યા જવાના હતા. જો અમને એવો વિશ્વાસ હોત કે તેઓ હમેશાં અમારે ત્યાં જ કામ કરતા રહેશે તો અમે તેમને તુરત જ કામે રાખી લેત અને ખૂબ જ સારી રોજી આપીને. અને તેઓ અમને છોડીને ચાલ્યા જશે એવી ખબર હોવા છતાં અમે તેમને કામે રાખી લેત, અગર અમને માત્ર એટલી જ ખાતરી હોત કે જ્યારે જરૂરત પડે ત્યારે અમને નવા કામદારો મળી રહેશે."*

ઈંગ્લૅંડની મૂડીવાદી ખેતી અને તેનો "સંયુક્ત" શ્રમ, અમેરિકન ખેડૂતોની વીખેરાયલી ખેતી સાથે સરખાવ્યા પછી વેકફીલ્ડ અણજાણતાં જ આપણને તસવીરનું બીજું પાસું પણ બતાવી દે છે. એ બતાવે છે કે અમેરિકાની સાધારણ જનતા સુખી અને સ્વતંત્ર જીવન પામે છે અને બહુ જ ઉદ્યમવંતી અને સરખામણીમાં વધુ સંસ્કારવાળી છે, જ્યારે ઈંગ્લૅંડનો ખેતમજૂર "દુખી, અભાગી અને કંગાલ હોય છે... અને ઉત્તર અમેરિકા તથા કેટલીક નવી વસાહતોને બાદ કરતાં કયા દેશમાં ખેતીનું કામ કરવા માટે રાખવામાં આવેલા મુક્ત શ્રમની રોજી-કામદારના લૂખા ગુજરાનથી ઘણી વધારે હોય છે?.. સંદેહ નથી કે ઈંગ્લૅંડમાં ખેતીમાં વપરાતા ઘોડાઓને, તેઓ

---

*E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૯૧-૧૯૨.

કીમતી મિલકત હોવાને કારણે, અંગ્રેજ ખેડૂતોની સરખામણીમાં, બહેતર ખાવાનું મળે છે."*

પણ વાંધો નહિ, અહીં ફરીવાર રાષ્ટ્રીય સમૃદ્ધિ પોતાના સ્વરૂપને જ કારણે જનતાની ગરીબીની સાથે એકાકાર થઈ ગઈ છે. તો પછી વસાહતોમાં આ મૂડીવાદ વિરોધી કેન્સરને રુઝાવવાનો ઉપાય શું? જો લોકો એક જ ઝાટકાથી આખીયે ધરતીને સાર્વજનિક કે સામુદાયિક સંપત્તિમાંથી ફેરવી દઈને ખાનગી મિલકતમાં બદલાવી નાખવા માટે તૈયાર થઈ જાય તો ચોક્કસ આ આફતનું મૂળ જ કપાઈ જાય. પરંતુ તેની સાથે જ વસાહતોનો પણ નાશ જ થઈ જાય. હકીકતે તો કોઈ એવી તરકીબ શોધવાની છે કે જેનાથી "એક પંથ દો કાજ" જેવો હેતુ સરે. સરકાર પુરવઠા અને માંગના નિયમની અવહેલના કરીને અક્ષત ધરતી માટે એક કૃત્રિમ ભાવ નક્કી કરી દે, એ ભાવ એટલો બધો ઊંચો હોવો જોઈએ કે આપ્રવાસીને જમીન ખરીદી શકે તેટલું ધન કમાતાં અને એ રીતે સ્વતંત્ર ખેડૂત બનતાં પહેલાં લાંબા સમય સુધી રોજી સારુ કામ કરવું પડે.** રોજી સારુ કામ કરતા કામદારો માટે જમીન ખરીદવાનું લગભગ અશક્ય જ બની જાય એટલા ઊંચા ભાવે જમીનો વેચીને, તેમ જ પુરવઠા અને માંગના નિયમનું ઉલ્લંઘન કરીને, કામદારોની રોજીમાંથી જે ધન

---

*E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૪૭, ૨૪૬.

**"તો આપનું કહેવું એ છે કે જમીન અને મૂડી ઉપર થોડીક વ્યક્તિઓનો ખાનગી માલિકીનો હક હોવાનું એ જ ફળ છે કે જે મનુષ્ય પાસે પોતાના હાથ સિવાય બીજું કંઈ જ નથી તેને પણ કામ મળી શકે છે અને તે પોતાનું ગુજરાન કમાઈ શકે છે... હું આપને કહું છું કે આ વાત તેથી ઊલટી જ છે. જમીન પર અમુક વ્યક્તિઓની ખાનગી માલિકી હોવાનું જ એ પરિણામ છે કે અમુક એવા લોકો છે જેમની પાસે તેમના હાથ સિવાય બીજું કંઈ જ નથી... જ્યારે આપ કોઈ માણસને શૂન્યમાં બંધ કરી દો છો ત્યારે આપ તેના માટે હવા મેળવવાનું પણ અશક્ય બનાવી દો છો. જ્યારે આપ જમીન ઉપર કબજો કરી લો છો ત્યારે આપ પણ તેમ જ કરો છો. આપ મનુષ્યને એક એવા શૂન્યમાં બંધ કરી દો છો કે જેમાં જરા પણ ધન રાખી મૂકવામાં આવ્યું નથી, અને આપ તેમ એટલા માટે કરો છો કે એ માણસ હમેશાં આપની ઇચ્છાનો ગુલામ બની રહે." (Colins)

ચોરી લેવામાં આવે તેમાંથી સરકાર પાસે એક ભંડોળ એકઠું થાય. તેનો સરકાર એવો ઉપયોગ કરે કે જેમ જેમ તે વધતું જાય તેમ તેમ યુરોપના કંગાલ લોકોને વસાહતોમાં લાવવામાં કામ લાગે, જેથી કરીને મજૂરીની બજાર મૂડીદારોના હિતમાં હમેશાં માલથી છલકાતી જ રહે. એમ થવાથી બધી દુનિયાઓથી સારી આ દુનિયામાં દરેક ચીજ ભલાઈ માટે જ હશે. આ છે "પદ્ધતિસર વસાહત સ્થાપના"નું રહસ્યા.

વેકફીલ્ડે વિજયનાદ કરતાં કહ્યું છે કે આ યોજનાનો અમલ કરવાથી "શ્રમનો પુરવઠો અનિવાર્ય રીતે સ્થિર અને નિયમિત થઈ જશે કારણ કે એક તો કોઈ પણ કામદાર બહુ સમય સુધી રોજી સારુ કામ કર્યા વિના જમીન પ્રાપ્ત નહિ કરી શકે એટલે બહારથી આવેલા બધા જ કામદારોને લાંબા સમય સુધી રોજી સારુ સંયુક્ત શ્રમ કરવો પડશે, અને એ રીતે તે હજી વધારે કામદારોને કામે રાખવા માટે મૂડી તૈયાર કરી દેશે. દરેક એવો કામદાર કે જે રોજી સારુ કામ કરવાનું બંધ કરીને જમીનનો માલિક બનવા ઇચ્છે તેણે જમીન ખરીદવી પડશે, જેનાથી નવા કામદારોને વસાહતમાં લાવવા માટે એક ભંડોળ જમા થઈ જશે."*

રાજ્ય મારફતે નક્કી કરાનારી જમીનની કિંમતો "પૂરતી કિંમતો" હોવી જોઈએ, એટલે કે તે એટલી ઊંચી હોવી જોઈએ કે તેને કારણે કામદારો એ સમય સુધી સ્વતંત્ર જમીનવાળા ન થઈ શકે કે જ્યાં સુધી તેમનું સ્થાન લેવા માટે નવા કામદારો ન આવી જાય."** આ "પૂરતી કિંમત" મધઝરતા ઓઠાથી વધારે કંઈ જ નથી કે જેની પછવાડે એવી બાનની રકમ છુપાયેલી પડી છે કે જે કામદારને મજૂરીનું બજાર છોડીને ખેતી કરવા માટે અવેજીમાં મૂડીદારને દેવી પડે છે. પહેલાં કામદારે મૂડીદાર માટે "મૂડી" પેદા કરવી પડે છે, જેથી તે તેના આધારે હજી વધુ કામદારોનું શોષણ કરી શકે. પછી તેણે પોતાને ખર્ચે એક બદલીવાળાને શ્રમની બજારમાં બોલાવવો પડે છે, જેને

---

* E. G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૧૯૨.

** E.G. Wakefield, «*England and America*», લંડન, ૧૮૩૩, પૃષ્ઠ ૪૫.

સરકાર તેના ભૂતપૂર્વ માલિકના—મૂડીદારના, લાભાર્થે સમુદ્ર પાર કરાવીને વસાહતમાં લાવે છે.

બહુ જ લાક્ષણિક બાબત છે કે મિ. વેકફીલ્ડે "આદિ સંચય"નો જે પ્રયોગ વિશેષ રૂપે વસાહતો માટે સુઝાડયો છે તે તો ઇંગ્લૅંડની સરકાર વર્ષોથી કરી રહેલ છે. જાણીતું છે કે તેને આ મામલામાં પણ એટલી જ નિષ્ફળતા મળી છે જેટલી મોટી નિષ્ફળતા સર રોબર્ટ પીલના બૅંક કાનૂનના[12] મામલામાં મળી હતી. તેનું પરિણામ માત્ર એ જ હતું કે ઉત્પ્રવાસીઓનો પ્રવાહ બ્રિટિશ સંસ્થાનોને બદલે અમેરિકાનાં સંયુક્ત રાજ્યો તરફ વહેવા લાગ્યો. દરમિયાનમાં યુરોપમાં મૂડીવાદી ઉત્પાદનની પ્રગતિ અને સરકારના વધતા જતા દબાણે, વેકફીલ્ડના નુસખાને બિનજરૂરી બનાવી દીધો છે. એક બાજુથી અમેરિકામાં દર વરસે માણસોનો જે મોટો પ્રવાહ નિરંતર પહોંચતો રહ્યો છે તે અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના પૂર્વ ભાગમાં એક સ્થિર કાંપ છોડતો જાય છે કારણ કે યુરોપથી આવતી આ બહારના આગંતુકોની લહર જેટલી તેજીથી ત્યાંના શ્રમ બજારમાં માણસોને લાવીલાવીને ફેંકતી જાય છે એટલા જ વેગથી પૂર્વથી પશ્ચિમ તરફ જાતી આગતુંકોની લહર તેમને ત્યાંથી હઠાવી શકતી નથી. બીજી બાજુ, અમેરિકી આંતરવિગ્રહની સાથે સાથે એક રાક્ષસી રાષ્ટ્રીય કરજ દેશના ખભા ઉપર ચડી બેઠેલ છે અને તેની સાથોસાથ કરવેરાઓનો બોજ વધી ગયો છે, હલકામાં હલકી નાણાકીય ઉમરાવશાહીનો વર્ગ પેદા થઈ ગયો છે, સામુદાયિક જમીનોના ભારે મોટો ભાગ રેલવે, ખાણો, વગેરેમાંથી નફો કમાવાના હેતુથી સ્થાપાનારી સટ્ટાખોર કંપનીઓને આપીને વેડફી નાખવામાં આવેલ છે, ટૂંકમાં કહીએ તો મૂડીનું અત્યંત ઝડપી કેંદ્રીકરણ થઈ રહ્યું છે. તેથી હવે મહાન પ્રજાતંત્ર બહારના આગંતુક કામદારો માટે સ્વર્ગ રહેવા પામ્યું નથી. હાલમાં અહીં રોજી ઓછી કરીને અને કામદારોની પરાધીનતા વધારીને એ બાબતોને યુરોપની સામાન્ય કક્ષાએ પણ પહોંચાડી શકાયેલ નથી, તોપણ મૂડીવાદી ઉત્પાદન વિરાટ છલાંગો ભરીને પ્રગતિ કરી રહેલ છે. વસાહતોની પડતર જમીન ઇંગ્લૅંડની સરકાર તરફથી જે બેશરમ રીતે ઉમરાવો અને મૂડીદારોને મોટા પાયા પર આપી દેવામાં આવે છે તેને તો વેકફીલ્ડે પણ જોરશોરથી ધુતકારી કાઢી છે. ખાસ કરીને ઑસ્ટ્રેલિયામાં* સોનાની ખાણોથી આકર્ષાઈને આવતા માણસોના અવિરત પ્રવાહને કારણે તેમ જ ઇંગ્લૅંડમાં બનેલા માલની ઑસ્ટ્રેલિયામાં

*ઑસ્ટ્રેલિયા ખુદ પોતાને માટે કાનૂન બનાવવા માંડયું ત્યારે તેણે બેશક ત્યાં વસેલા લોકોના હિતમાં જ કાનૂન બનાવ્યા, પરંતુ અંગ્રેજ સરકાર તેથી

આયાતના પરિણામે ત્યાંના નાના નાના કારીગરોને પણ જે હરીફાઈનો સામનો કરવો પડે છે તેને કારણે ત્યાં કામદારોની એક બહુ જ મોટી "પ્રમાણમાં વધારાની કામદાર વસ્તી" એકઠી થઈ ગઈ છે. તેનું પરિણામ એ આવ્યું છે કે ઑસ્ટ્રેલિયાની ટપાલ ઇંગ્લૅંડ પહોંચે ત્યારે દર વખતે એવું રોદણું સાંભળવા મળે છે કે "ઑસ્ટ્રેલિયાની શ્રમ-બજારમાં કામદારો એકદમ છલકાઈ રહ્યા છે", અને ત્યાં કેટલાંક સ્થળોએ વેશ્યાવૃત્તિ લંડનના હેમાર્કેટ સ્થળ જેવા જ નિરંકુશ રૂપે પ્રસરી રહેલ છે.

પરંતુ અહીં વસાહતોની દશા સાથે અમને કોઈ નિસબત નથી. અહીં અમારી દિલચસ્પી માત્ર એ રહસ્ય પૂરતી જ સીમિત છે કે જેનો પુરાણી દુનિયાના અર્થશાસ્ત્રીઓએ નવી દુનિયામાં પ્રવેશ કરાવ્યો છે અને જેની તેઓ ખુલ્લંખુલ્લા ઘોષણા કરી રહેલ છે. અને એ રહસ્ય એવું છે કે ઉત્પાદન અને સંચયની મૂડીવાદી પદ્ધતિના અને તેથી મૂડીવાદી ખાનગી મિલકતના ઉદયની પાયાની શરત એ છે કે મનુષ્ય મારફતે પોતે જ કમાયેલી ખાનગી મિલકતનો નાશ કરી દેવામાં આવે અથવા બીજા શબ્દોમાં કહીએ તો કામદારનું માલિકીહરણ કરવામાં આવે.

---

પહેલાં જ જમીન વેડફી ચૂકી હતી. અને એ વાત એ કાનૂનોના માર્ગમાં નડતર જેવી હતી. "૧૮૬૨ના નવા જમીન-કાનૂનનો પહેલો અને મુખ્ય ઉદ્દેશ્ય લોકોને વસાવવા માટે પહેલાંથી વધારે સગવડો આપવાનો છે." (*«The Land Law of Victoria»* by the Hon. G. Duffy, Minister of Public Lands, લંડન, ૧૮૬૨.)

## ટિપ્પણીઓ

[1] વિશ્વ-બજારની ક્રાંતિના ઉલ્લેખમાં માર્ક્સનો નિર્દેશ સફરી વ્યાપારમાં ગેનોઆ, વેનિસ તથા ઉત્તર ઈટાલીનાં બીજાં શહેરોની ભૂમિકામાં આવી ગયેલી સખત ઓટ તરફ છે. પંદરમી સદીના અંતમાં ક્યૂબા, હાઈટી, બહામા ટાપુઓ, ઉત્તર અમેરિકા, આફ્રિકા ફરતો ચકરાવો લઈને હિંદુસ્તાન પહોંચતો સમુદ્રી માર્ગ, અને છેલ્લે દક્ષિણ અમેરિકાની શોધ જેવી મહાન ભૌગોલિક શોધોના પરિણામે એમ બન્યું હતું.—પૃ. ૯

[2] "દરેક ઠેકાણે ગરીબો દુખી છે"—અવતરણ, ઓવિડ, ફાસ્ટસ, પુસ્તક ૧, કડી ૨૧૮.—પૃ. ૧૭

[3] દેખીતી રીતે આ નિર્દેશ ફ્યોદોર ઈવાનોવિચના અમલ દરમિયાન જાહેર કરવામાં આવેલા ૧૫૯૭ના આદેશ તરફ છે. એ વખતે રશિયાનો ખરો શાસક બોરીસ ગોદૂનોવ હતો. આદેશમાં એવી જોગવાઈ હતી કે જમીનદારો તરફથી લાદવામાં આવતા અસહ્ય જુલમ તથા ગુલામીની દશામાંથી છૂટવા ભાગી જતા કિસાનોને પાંચ વરસની અંદર ગોતી કાઢીને પાછા મૂળ માલિકોના હાથમાં સુપરત કરી દેવામાં આવે.—પૃ. ૨૦

[4] ઈંગ્લૅંડના મૂડીવાદી ઈતિહાસ લેખનમાં "ગૌરવમય ક્રાંતિ" શબ્દોનો ઉપયોગ ૧૬૮૮ના સત્તાપલટાના વર્ણન માટે કરવામાં આવ્યો છે. એ સત્તાપલટા પછી ઈંગ્લૅંડ જમીનદાર ઉમરાવ વર્ગ અને મોટા મૂડીદાર વર્ગ વચ્ચે સમજૂતી ઉપર આધારિત બંધારણીય રાજશાહી બની ગયું.—પૃ. ૨૦

[5] લિસિનિયન રોગેશન્સ — પ્રાચીન રોમમાં ઈસુ પૂર્વે ૩૬૭માં અપનાવવામાં આવેલો કાનૂન. તેમાં સામુદાયિક જમીનને ખાનગી ખેડહકમાં ફેરવી નાખવાના અધિકારને અમુક અંશે મર્યાદિત બનાવવામાં આવ્યો હતો અને કરજોને અમુક અંશે રદ કરી નાખવાની જોગવાઈ સામેલ હતી. કાનૂન મોટી જમીન-માલિકીની વૃદ્ધિ તેમ જ ઉમરાવોના વિશેષાધિકારોની વિરુદ્ધ અંકિત હતો, અને તેમાં સાધારણ લોકોની આર્થિક અને રાજકીય સ્થિતિનું અમુક પ્રમાણમાં દૃઢીકરણ પણ પ્રતિબિંબિત થયું હતું. રોમ સંબંધી માન્યતા મુજબ, એ કાનૂનની રચના પ્રજાકીય પ્રતિનિધિઓ લિસિનિયસ અને સેકિસ્ટયસે કરી હતી. — પૃ. ૨૬

[6] અહીંયાં નિર્દેશ ૧૭૪૫-૪૬ના વિદ્રોહ તરફ છે. એ વિદ્રોહ સ્ટુઅર્ટ રાજવંશના અનુયાયીઓએ ઊભો કર્યો હતો. તેમણે માંગ ઉઠાવી હતી કે ઈંગ્લૅંડની રાજગાદી "જુવાન દાવેદાર" તરીકે ઓળખાતા ચાર્લ્સ એડવર્ડને મળવી જોઈએ. સ્કોટલૅંડ અને ઈંગ્લૅંડમાં જમીનદારો તરફથી લાદવામાં આવતા શોષણ તેમ જ મોટા પાયા ઉપર જમીનની હડપગીરીની સામે લોકસમુદાયોનો વિરોધ પણ વિદ્રોહમાં પ્રતિબિંબિત થયો હતો. અંગ્રેજ સિપાહીઓએ વિદ્રોહને દબાવી દીધો ત્યાર પછી સ્કોટલૅંડના પહાડી પ્રદેશોમાં કબીલા પદ્ધતિનું વિઘટન થવા લાગ્યું અને "જાગીરોની સફાઈ"એ અગાઉથીયે વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી લીધું. — પૃ. ૨૯

[7] કાવતરા વિરુદ્ધ કાનૂન ઈંગ્લૅંડમાં છેક મધ્યયુગમાં અસ્તિત્વમાં હતો. તેમાં "કાવતરાના કોઈ પણ કૃત્યની, તે કાયદેસર કારણો ઉપર આધારિત હોય તોપણ," મનાઈ હતી. એકસંપી કાનૂનો (જુઓ ટિપ્પણી નં. ૮.) અપનાવવામાં આવ્યા તે પહેલાં તેમ જ તેમને રદ કરી નાખવામાં આવ્યા ત્યાર પછી, ઉદ્યોગપતિઓની વિરુદ્ધ કામદારોનાં સંગઠનો તથા સંઘર્ષને દબાવી દેવાની કામગીરી ઉપરોક્ત કાનૂનના આધારે કરવામાં આવતી. — પૃ. ૪૮

[8] અહીંયાં નિર્દેશ એકસંપી વિરુદ્ધ કાનૂનો તરફ છે. એ કાનૂનો ઈંગ્લૅંડની સંસદમાં ૧૭૯૯ અને ૧૮૦૦માં અપનાવવામાં આવ્યા હતા. તેમાં કોઈ પણ કામદાર સંગઠનની સ્થાપના તથા પ્રવૃત્તિની મનાઈ હતી. તેમને સંસદે ૧૮૨૪માં રદ કરી નાખ્યા હતા, અને બીજે વરસે એ નિર્ણય ફરી જાહેર કર્યો હતો. તેમ છતાં, સત્તાધારીઓ કામદારોનાં યુનિયનોની પ્રવૃત્તિને

અટકાવવાની પૂરી કોશિશ કરતા. દાખલા તરીકે, ખાલી કામદાર યુનિયનમાં જોડાઈ જવાની હિલચાલને તથા હડતાલમાં સામેલગીરીને "બળજબરી" તથા "જોરજુલમ" ગણાવીને ફોજદારી ગુના તરીકે તેની સજા કરવામાં આવતી. —પૃ. ૪૮

[9] ઈસ્ટ ઈન્ડિયા કંપની—૧૬૦૦થી ૧૮૫૮ સુધી અસ્તિત્વમાં રહેલી અંગ્રેજ વ્યાપારી કંપની. તે હિંદુસ્તાન, ચીન, અને બીજા એશિયાઈ દેશોમાં ઈંગ્લૅંડની ધાડપાડુ સાંસ્થાનિક નીતિના હાથાની કામગીરી બજાવતી હતી. સેના અને નૌકાદળ ધરાવતી એ કંપની અઢારમી સદીના મધ્યથી મોટી લશ્કરી તાકાત બની રહી હતી, અને અંગ્રેજ સંસ્થાનવાદીઓએ તેનો ઉપયોગ હિંદુસ્તાન જીતી લેવા માટે કર્યો હતો. કંપની લાંબા વખત સુધી હિંદુસ્તાન જોડે વ્યાપારની એકચક્રી ઈજારદારી ધરાવતી હતી અને એ દેશમાં રાજકીય શાસન ચલાવતી હતી. પરંતુ ૧૮૫૭-૫૯ના હિંદુસ્તાની રાષ્ટ્રીય મુક્તિ વિદ્રોહે અંગ્રેજોને સાંસ્થાનિક વર્ચસ્વનાં રૂપો બદલાવવાની ફરજ પાડી: કંપનીને ખતમ કરી નાખવામાં આવી અને હિંદુસ્તાન બ્રિટિશ તાજની મિલકત બની ગયું.—પૃ. ૬૪

[10] અહીંયાં દેખીતી રીતે જ માર્ક્સનો નિર્દેશ «*Aanwysing der heilsame politike Gronden en Maximen van de Republike van Holland en West-Friesland*»(હોલૅંડ અને પશ્ચિમ ફ્રિયેસલૅંડના પ્રજાસત્તાકના મૂળભૂત રાજકીય સિદ્ધાંતો અને સૂત્રોનું વર્ણન) અંગ્રેજી આવૃત્તિ તરફ છે. એ પુસ્તક જાન દે વીટ્ટનું લખેલું મનાતું હતું અને ૧૬૬૨માં લેઈડેનમાં પ્રગટ થયું હતું. પરંતુ આગળ જતાં ખબર પડી કે પુસ્તકનો લેખક (દે વીટ્ટે લખેલાં બે પ્રકરણો સિવાય) ડચ અર્થશાસ્ત્રી અને ઉદ્યોગપતિ પિયેટેર વાન ડેન હોવે હતો (તે પિયેટેર ડે લા કોઉર તરીકે પણ ઓળખાય છે).—પૃ. ૬૯

[11] આસિયેન્ટો—સંધિઓનું નામ. એ સંધિઓ મુજબ ૧૬મી, ૧૭મી, અને ૧૮મી સદીમાં સ્પેને પોતાની માલિકીના અમેરિકી વિસ્તારો જોડે હબસી-વ્યાપાર ચલાવવાનો ખાસ હક વિદેશી રાજ્યો તથા ખાનગી વ્યક્તિઓને આપ્યો હતો.—પૃ. ૭૪

[12] સોનાને બદલે બૅંકની નોટોના વિનિમયની મુશ્કેલીઓ ટાળવાના પ્રયાસ રૂપે બ્રિટિશ સરકારે સર રોબર્ટ પીલની પહેલકદમીને ટેકો આપીને ૧૮૪૪માં બૅંક ઓફ ઇંગ્લૅંડમાં સુધારા લાવતો બૅંક કાનૂન ઘડયો અને બે સ્વતંત્ર ખાતાંઓમાં તેની રચના કરાઈ: બૅંક અને નિકાલ. વધુમાં, સાથે બૅંકનોટોના વિનિમયનું ચોક્કસ પ્રમાણ નક્કી કરાયું. સોનાના રૂપમાં બાંયધરી ધરાવતી બૅંકનોટોની મર્યાદા ચૌદ મિલીયન પાઉંડ નક્કી કરાઈ. પરંતુ ચલણમાં બૅંકનોટોની માંગ પર જ તેનો આધાર હતો તેથી પાછળથી તે બૅંક કાનૂનને સ્થગિત કરીને બૅંકનોટોનું પ્રમાણ વધારાયું હતું.—પૃ. ૯૪

[12] સોનાને બદલે બૅંકની નોટોના વિનિમયની મુશ્કેલીઓ ટાળવાના પ્રયાસ રૂપે બ્રિટિશ સરકારે સર રોબર્ટ પીલની પહેલકદમીને ટેકો આપીને ૧૮૪૪માં બૅંક ઓફ ઇંગ્લૅંડમાં સુધારા લાવતો બૅંક કાનૂન ઘડયો અને બે સ્વતંત્ર ખાતાંઓમાં તેની રચના કરાઈ: બૅંક અને નિકાલ. વધુમાં, સાથે બૅંકનોટોના વિનિમયનું ચોક્કસ પ્રમાણ નક્કી કરાયું. સોનાના રૂપમાં બાંયધરી ધરાવતી બૅંકનોટોની મર્યાદા ચૌદ મિલીયન પાઉંડ નક્કી કરાઈ. પરંતુ ચલણમાં બૅંકનોટોની માંગ પર જ તેનો આધાર હતો તેથી પાછળથી તે બૅંક કાનૂનને સ્થગિત કરીને બૅંકનોટોનું પ્રમાણ વધારાયું હતું.—પૃ. ૯૪

